જોડીઆવાળા

# મહારાજશ્રી સૂર્યશંકરનું

# આખ્યાન.

शार्दूलविक्रीडितम् ।

केयूरा न विभूषयंति पुरुषं हारा न चंद्रोज्ज्वलाः ।
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ॥
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते ।
क्षीयंते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥१॥



છપાવી પ્રસિદ્ધ કરનાર
માણેકલાલ ચુનીલાલ સુતરીઆ
એમ. એ., એલ.એલ. એમ.
૧૯૨૭ સંધાડીયાવાડ—સુરત.
કિંમત આઠ આના.

## જોડીઆવાળા મહારાજ શ્રી સૂર્યશંકરનું

# આખ્યાન

( એક કાલ્પનિક કથા )

पिबंति नद्यः स्वयमेव नांभः।
स्वयं न खादन्ति फलानि वृक्षाः॥
नादंति सस्यं खलु वारिवाहाः।
परोपकाराय सतां विभूतयः॥

---

" वसुधैव कुटुम्बकम् "

---


રચી પ્રસિદ્ધ કરનાર

માણેકલાલ ચુનીલાલ સુતરીઆ

એમ.એ., એલએલ.એમ.



સને ૧૯૨૮. સંઘાડીયાવાડ–સુરત.

કિંમત આઠ આના.

## જોડયા બંદરવાળા પૂજ્ય મહારાજશ્રી



શ્રી સૂર્યશંકર તુલજાશંકર શાસ્ત્રી
જન્મ—સંવત્ ૧૯૫૦

જોશી આર્ટ, કોટ–મુંબઈ.

# જોડીઆવાળા મહારાજ શ્રી સૂર્યશંકરનું

# આખ્યાન.

---

## પૂર્વરંગ

નમનઃ—श्रीमन् मंगळमूर्तये नमः ॥ वसुदेवसुतं देवं कंस चाणूरमर्दनं । देवकी परमानन्दं कृष्णं वंदे जगद्गुरुम् ॥ १॥ आलंबे जगदालंबं हेरंबचरणांबुजं । शुष्यन्ते यद्रजस्पर्शात्सद्यः प्रत्यूहवार्धयः ॥२॥ गंगा तरंग रमणीय जटाकलापं । गौरी निरंतर विभूषित वामभागं । नारायणप्रियमनंगमदापहारं । वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥३॥ नीलांबुज श्यामल कोमलांगं । सीतासमारोपित वामभागं । पाणौ महा सायक चारु चापं । नमामि रामं रघुवंशनाथम् ॥४॥ वंसी विभूषित करान्नवनीरदाभात् । पीतांबरादरुणबिंब फलाधरोष्ठात् । पूर्णेन्दु सुंदर मुखादरविन्दनेत्रात् । कृष्णात्परं किमपि तत्वमहं न जाने ॥५॥

### ૧. ધ્રુપદ.

જય જય ગણપતિ દેવા, પ્રથમ પૂજન કરૂં તુજ સેવા. જય.
ચુવા ચંદન કુમકુમ કેસર, અબીલ ગુલાલ અરચન કરીએ,
દૂંડલા, શુંડલા, ગજાનના, દુઃખ ભંજના,
સકલ વિઘ્ન કર દૂર હમારે. જય. ૧

કિરિટ મુકુટ મકરાકૃત કુંડલ, ગલે વૈજયંતી માલા,
બુદ્ધિસાગર પાર્વતી સુત પ્રિય. જય ૨

**દંડવત્:**—શ્રી દ્વારિકાધીશકી જે, રણછોડરાયકી જે, બાલાજી મહારાજકી જે.

**કીર્તનારંભ:—પ્રથમ** પરોપકારી પ્રભૂને પ્રેમપૂર્વક પ્રણામ. કારણ–પ્રભૂને વંદન કરતાં કરતાં તેનું સંતાડી રાખેલું મુખારવિંદ ભૂલેચૂકે આપણા જોવામાં આવી જાય. પરમ કૃપાળુ પ્રભૂએ ભક્તોને પરોપકાર શીખવવા માટે વૈકુંઠ છોડી અવની પર અવતાર લીધો છે. એમાં ભક્તોને તારવાનો પ્રભૂનો પરોપકારી હેતુ છે. માટે આપણે પણ પ્રભૂને પગલે ચાલીને યથાશક્તિ પરોપકાર કરવો જોઇએ.

## ૨ વાગેશ્રી.

કરવો પર ઉપકાર, હમેશાં, કરવો પર ઉપકાર.

ઉપકાર કરવા અવતાર લે છે, ભક્તના તારણહાર. હમેશાં. કરવો. ૧

પ્રભૂના અવતારો ૨૪ છે. તેમાં ૧૦ અવતાર મુખ્ય છે. મચ્છ, કચ્છ ને વરાહ, છે નૃસિંહ વામનં, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ, કલ્કી કામનં. પ્રભૂ પોતાનું વૈકુંઠનું પરમ સુખ છોડીને પૃથ્વી પર જગતના કલ્યાણને માટે અવતરે છે, એ તેમણે કરેલો મોટો યજ્ઞ છે. મોટો ભોગ તેમણે આપ્યો છે. આપણે માટે તેણે સૂર્ય, ચંદ્ર, તારા વગેરે અનેક સાધનો પૂરાં પાડયાં છે, એ પણ પ્રભૂનો મોટો ઉપકાર છે.

સૂર્ય પ્રકાશે, જ્ઞાન વિકાસે, જગતનું દુઃખ હરનાર, હમેશાં, કરવો. ૨

સૂર્ય અને ચંદ્ર એ પ્રભુની આંખો છે. સુર્યનો પ્રકાશ થતાંજ પ્રભાતમાં આનંદ આનંદ થઇ રહે છે. રાતનું અંધારૂં નાશી જાય છે. અને ઠેકઠેકાણે અજવાળું અજવાળું થઈ રહે છે. અને અંધકારમાં વસ્તુઓનું જ્ઞાન થતું ન હતું, તે અજવાળામાં તેમનું જ્ઞાન થવા માંડયું. એજ પ્રમાણે સૂર્ય પ્રભૂ પધારે કે જ્ઞાનદીપથી અજ્ઞાન તિમિર નાશી જાય. સ્વરૂપ જ્ઞાન પ્રકાશે તો અજ્ઞાનનું અંધારૂં મટીને પરમાત્મ તત્વ વસ્તુનું યથાર્થ જ્ઞાન સહજ પ્રાપ્ત થાય. જ્ઞાનરૂપી સૂર્ય પ્રકાશે કે ભવરોગની કાશ નીકળી જાય. તમે પૂછશો કે માણસ ઉપકાર કરે છે, પણ જાનવર કંઇ ઉપકાર કરે છે? હા, જુઓ. ગાય કે જેના ઉપર આપણે અપકાર કરીએ છીએ છતાં તે આપણા ઉપર ઉપકાર કરે છે.

ગાય તણું દૂધ દોહી લઇએ, તોયે તે હિત કરનાર. હમેશાં, કરવો. ૩

ગાય માતા પારવતી, ને ભેંસ રાંડ ડોણું. એમ કહેવાનું કારણ એ છે કે ગાય અને ગાયના બળદ ઉપર આખા દેશનો આધાર છે. ઉત્તમ ખેતી

બળદો વડે છે. બળદો ખેડુતના સહાયક છે. ગાયનું હરેક અંગ ઉપયોગી છે. ગાય પૂજનીય છે. અને તેથી અહિંસકોજ નહીં પણ હિંસક ગણાતી કોમમાં પણ કેટલાક દયાળુ શાણા સજ્જનો ગાયના પાલન તથા રક્ષણને માટે પ્રાણ પાથરે છે. અને આપણે ગાયનું વાછરડા માટેનું દૂધ દોહી લઇએ છીએ તો પણ ગાય તો આપણું હિતજ કરે છે. માટે ગાય માતા રૂપ છે. છોરૂ કછોરૂ થાય, પણ માનું હેત ઓછું થતું નથી. એ તો જીવંતની વાત થઇ. પણ વૃક્ષ જેને નિર્જીવ ગણવામાં આવે છે તેવાં વૃક્ષ પણ અપકાર ઉપર ઉપકાર કરે છે.

વૃક્ષ તણાં ફળ તોડી લે છે, તોયે તે સુખ દેનાર. હમેશાં, કરવો. ૪

વૃક્ષ પોતાની છાંયા પોતાનો અપરાધ કરનાર હોય તો તેના પરથી પણ ખેંચી લેતા નથી. પણ જેમ ઋષિમુનિ ઉંધે માથે તપ કરતા હોય તેમ તપસ્વી પેઠે વૃક્ષો તપ કરે છે, અને તે તપમાં ભંગ ન પડે માટે ચાંડાળ ઉપર પણ ઝાડ પોતાનો છાંયડો આપે છે, અને તપ્ત થયલાને ઠંડક આપી શાંતિ આપે છે. તે તેમની સમદૃષ્ટિ છે. તે પ્રમાણે પરોપકારી સંત પુરૂષોની વિભૂતિ એવી છે કે તે આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક ત્રણે તાપથી તપેલા મનુષ્યના આધિ વ્યાધિ ઉપાધિ દૂર કરી તેમને શાંતિ આપી સુખી કરે છે. અને એવા સંત ૬૮ તીર્થ કરતાં પણ શ્રેષ્ઠ, પવિત્ર અને પુણ્યશાળી છે. નદી પણ એક તીર્થ છે. નદીઓમાં ગંગા શ્રેષ્ઠ છે.

નદી તણા જળ નદી ન પીયે, મીઠાં જળ દેનાર. હમેશાં, કરવો. ૫

કેટલાંક એમ કહે છે કે આપણા વૈભવનો લાભ બીજાને શા માટે આપીએ ? તો એમાં તેમની ભૂલ છે. બીજા વિના તો આપણો વૈભવ "વૈભવ" કહેવાતોજ નથી. બીજાઓને લીધે તો એ "વૈભવ" કહેવાય છે. અને તેથી બીજા જે આપણે માટે જીવે છે, અને આપણી સાથે રમે છે, તેની ફી આપણે તેમને આપીએ છીએ. નદી જડ ગણાય છે તો પણ નદી કંઇ પોતાનું જળ પોતે પીતી નથી. વૃક્ષ કંઇ પોતાનાં ફળ પોતે ખાતાં નથી. પણ વૃક્ષનાં ફળ અને નદીનાં જળ એ અન્ય પુરૂષો કે પશુપક્ષીઓના ઉપયોગમાં આવે છે, અને તેથી નિરંતર પરોપકાર થાય છે પ્રભુની રચનાજ એવા પ્રકારની છે કે હરેક વસ્તુ એક બીજાના ઉપયોગમાં આવે, અને અરસ્પરસના લાભનું ફળ મેળવે. અને બીજાઓની સાથે અફળાતાં કૂટાતાં અનુભવ મેળવી આનંદી બને. સર્જનહારની ખૂબી અજબ પ્રકારની છે.

સર્જનહારે સૃષ્ટિ રચીને, શીખવ્યો છે પર ઉપકાર. હમેશાં કરવો. ૬

મનુષ્ય સીવાય કોઈ પ્રાણી એવું નથી કે જે પોતે એકલપેટું થાય અને પરોપકાર કરવાની આવશ્યકતા પીછાને નહી. આપણે વૈષ્ણવોએ તો બીજાનું દુઃખ જોઇને તે ટાળવા માટે એકદમ આગળ પડવું જોઇએ. વૈષ્ણવ–વિષ્ણવ–વિશનવ, એટલે ૨૦ ને ૯=ઓગણત્રીશ નહીં. ઓગણતીશ, એકુણત્રીશ નહીં, પણ હે કુંતીશ. હે કુંતીશ કરવાવાળા એટલે હે કુંતી માતાના ઇશ.

## ૩. પદ (તોટક).

વૈષ્ણવ જન તો તેને કહીયે, પીડ પરાઇ જાણે રે,

પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ. ૧.

જગતમાં ઉપકાર કરનાર તો હોય, પણ પાછા જો તે છલકાઇ જાય, અને અભિમાન કરે, કરીને કહી દેખાડે, અથવા બડાઇ મારે તો તે ખરા વૈષ્ણવ કહેવાય નહીં. કેમકે—

> जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके ।
> ज्वाल माला कुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥१॥

જગત વિષ્ણુરૂપ છે. એમાં પોતીકું કોણ અને પારકું કોણ? વૈષ્ણવને તો "વસુધૈવ કુટુંબકમ," જગતમાં બધા આપણા ભાઇબેન છે. અને પ્રભુપિતા આપણો બધાનો બાપ છે. એ વાત કદી પણ ભુલાવી જોઇએ નહીં. અને તેથી કોઇની નિંદા કરવી નહીં, પણ સહુને વંદન કરવું.

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,

વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. વૈષ્ણવ. ૨.

વૈષ્ણવે તો વાચ અને કાછ વશ રાખવાં, અને મન નિશ્ચળ રાખવું, વાણી સત્ય બોલવી, થોડી બોલવી, અને જરૂર પ્રમાણેજ બોલવી અને બ્રહ્મચર્ય પાળવું.

> પરધન પથ્થર જાણવું, પર સ્ત્રી માત સમાન,
> વૈષ્ણવ વૈકુંઠ ન મળે, તો તુલસીદાસ જમાન. ૧
> સીયાવર રામચંદ્રકી જે.

એવાં દુર્જીત કંચન અને કામિનીને જેણે નિર્જીત કીધાં છે તેમને અમારા હજારો વાર વંદન છે અને તેમને ધન્ય છે. એમ કહેવું એ આપણું કર્તવ્ય છે.

આ જગતનો બગીચો આપણે માટે છે. તેમાં આપણે સલાહ સંપથી રહી પુરૂષાર્થ કરવાનો છે. આનંદે રમણ કરવાનું છે, લેશ પણ કલેશ કુસંપ કરવાનો નથી. કથામાં આવે તેને પોતે સંકોચ વેઠી જગા નહીં આપીએ અને કોણીઓ મારીએ એ ઠીક નહીં. આપણે સંકોચ વેઠી લેવો કેમકે તિતિક્ષા એક તપ છે અને એમ જગા આપવાથી એક અગીઆરસ કર્યા જેટલું પુણ્ય થાય છે. પ્રભુના આ જગત રૂપી બગીચાની એજ બલિહારી છે.

૪. (નિર્બળ શત્રુ સબળ રાજ્ય પર)

પરમેશ્વરને જગત બગીચા તુમરે કાજ બનાયા હે;
ફીસમ ફીસમ કે ફળ ફુલનસે સુંદર ખૂબ સજાયા હે.
પુરૂષાર્થવાલે પુરૂષોને તોડ તોડ ફલ ખાયા હે;
મૂઢ આલસી બેઠે દેખે બિરથા મન લલચાયા હે. ૧

પરમેશ્વરે આ જગત રૂપી બગીચો આપણે માટે બનાવ્યો છે. અને તેમાં તરેહ તરેહના ફળ ફુલથી, પશુ પક્ષીથી, દેવ દાનવોથી, એ બાગ શોભાવ્યો છે. પુરૂષાર્થ કરનાર સજ્જનોએ પ્રભુને ઓળખી શુભ ફળ ખાઇ પૂણ્ય હાંસલ કર્યું છે. પણ મૂઢ મોહિત પુરૂષો મોહ માયામાં ફસાઇ જઈ પ્રપંચી પામર જીવન ગાળી મફતમાં લાલચ લોભમાં લપટાઇ લક્ષચોર્યાસી ભટકે છે. માટે ભગવાનને ઓળખી ભગવાનની કૃપા મેળવવી. એ ભગવાન કયાં વસે છે ?

## ૫. ચોપાઇ

વૈકુંઠે વસે ભગવાન, વ્હાલો સૌને દે માગેલું દાન,
નથી જ્યાં કદી કલેશ કે રાડ, પ્રભૂ પૂરે છે સૌના લાડ. ૧

તમે કહેશો કે પ્રભુ વૈકુંઠે શાના વસે ? તે તો આવાં કથા કીર્તન થતાં હોય ત્યાં વસે છે. એ વાત ખરી છે. પણ પ્રભૂનું કાયમનું ઠેકાણું વૈકુંઠ છે. તેથીજ કહ્યું છે કેઃ—

**नाहं वसामि वैकुंठे योगीनां हृदये न वा ।**
**यत्र मद्भक्ता गायन्ते तत्र वसामि नारद ॥१।**

ભગવાન કહે છે કે હે નારદ, હું વૈકુંઠમાં વસતો નથી. કે યોગીઓના હૃદયમાં વસતો નથી. પણ જ્યાં મારા ભકતો ગાય છે ત્યાં વસું છું. એ વાત ખરી છે, જે માણસનું હૃદય કુંઠિતપણું છોડી દઇ વૈકુંઠ જેવું વિશાળ થાય તે તે વૈકુંઠમાં પ્રભૂનો વાસ છે. એટલે કુંઠિત હૃદય જેનું નથી, એવા ભકતોના કીર્તનમાં પ્રભૂનો વાસ છે. પ્રભૂ એકના પોતે અનેક થયા.

"એકો હં બહુ સ્યામ્." એ એમનો આત્મભોગ યજ્ઞ છે. અને શ્રીમુખે ગીતાજીમાં પ્રભૂ કહે છે કે ઇશ્વર દરેકના હૃદયમાં છે.

ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्व भूतानि यंत्रारूढानि मायया ॥१॥

દરેકમાં ઇશ્વર બીરાજમાન છે, એટલે દરેક ઇશ્વરનો અવતાર છે, પણ જેટલે અંશે તે ઇશ્વરત્વ–પ્રભૂતા–દર્શાવે છે તેટલે દરજ્જે તેને પ્રભૂનો સાક્ષાત્કાર થાય છે. અને તેટલે અંશે તે અવતારી પુરૂષ ગણાય છે. ચંદ્રની કળા વધતી ઓછી થાય છે, તેમ અંશાવતારો અને કમ કળાના તેંત્રીશ ક્રોડ દેવતા અને હરેક મનુષ્ય, પોતામાં બીરાજેલા પ્રભૂને પીછાણીને વર્તન કરે, તેટલે અંશે તે ઇશ્વરી અવતાર છે. જેમ જીવ વગર ખોળીયું રહી શકે નહીં, તેમ મનુષ્ય ઇશ્વરથી જૂદું પોતાનું અસ્તિત્વ કે સત્તા બનાવી શકે નહીં, તેથીજ કહ્યું છે કે :—

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।

જેમ મોટા દીવામાંથી નાના દીવા થાય છે, પણ તે દીવાજ છે. તેમાં અગ્નિના અંશ છતાં ચણુગારી પણ અગ્નિરૂપેજ છે. જેમ મનુષ્ય ભક્તિ-દ્વારા પોતાના હૃદયમાં રહેલા પ્રભૂને પીછાને તેમતેમ તે પૂર્ણિમાના ચંદ્રની પેઠે પૂર્ણ શાંતિ લઇ, અને પૂર્ણ શાંતિ આપી, પૂર્ણાવતારે પ્રકાશે, અને પુરૂષોત્તમરૂપે પૂજાય. માટે પુરૂષાર્થ કરેથી નરનો નારાયણ થવાનો સંભવ છે. મનુષ્ય પોતેજ સ્વયં પ્રકાશ થાય. એમાં કંઇ આશ્ચર્ય નથી, જીવ એજ શીવ જણાય. પરંતુ પ્રથમ તો પ્રભૂનો પ્રેમ પ્રાપ્ત કરે ત્યારે તેને પોતે પ્રભૂ છે એમ સમજાય, અને અપૂર્ણતા છોડેથી પૂર્ણપદ પ્રાપ્ત થાય. જો કોઇ પિતાની સાથે ફરનારો પુત્ર અંધ હોય તો પિતાના મુખને તે જોઇ શકતો નથી. તે પિતાની હયાતી સ્વીકારીને ચાલે છે, તોપણ તેનું મહત્વ જાણુતો નથી. કેમકે અંધ છે. અજ્ઞાન તિમિર દૂર થયાં નથી. અને તેથી તેને જીવરૂપ માને છે, અને પિતા પણ તેને માયાબળે તેમજ મનાવે છે. અને પોતાનું પ્રભૂત્વ ગુપ્ત રાખે છે. પણ એજ પુત્રને આંખો આવે તો પિતાનું સ્વરૂપ તથા ગૌરવ જાણી શકે, જોઇ શકે, અને કહે કે ઓહો, મારો પિતા આવો સ્વયં પ્રકાશ! અફશોસ! હું અંધ સ્થિતિમાં તેને જોઇ શક્યો નહીં. મનુષ્ય જીવભાવ છોડે તો પ્રભુભાવ આપો આપ આવે. જ્યારે આંધળાને આંખ આવે ત્યારે પોતે પોતાના શીવરૂપને પીછાની પિતાના રૂપમાં ભળી જઇ પોતાને સ્વરૂપે પોતે પ્રકાશે છે અને પિતામાંથી પુત્ર છે, પોતે જુદા ન હતાં અરે વાસ્તવમાં જૂદા નથી. એ

વાત જ્ઞાનદૃષ્ટિથી જાણી કૃતકૃત્ય થાય છે. પણ માયા જ્ઞાન થવા દેતી નથી. "ભ્રામયન્સર્વભૂતાનિ યંત્રારૂઢાનિ માયયા." માયા પ્રભુને પ્રેમપૂર્વક નચાવે છે. પ્રભુ સાથે માયા એટલી બધી હળી ગઈ છે કે તે પ્રભુ સાથે પણ આંખ મીચામણાં રમે છે. માયા સર્વને ભમાવે છે. માયામાં સર્વે ભરમાયા છે. વૈકુંઠમાં પ્રભુની અષ્ટ પટરાણીમાંની એક સત્વતીને માયાએ સત્ભામા બનાવી દીધી. માયા એવી જબરી છે. સત્વતીને માયાએ સત્ભામા કેવી રીતે બનાવી દીધી? એમ થયું કે:—

રાણી સત્વતી જોતીતી વાટ, હજી કેમ ન આવ્યા નાથ.
સત્વતી છે સૌમાં વ્હાલી, તે તો પ્રભૂને શોધવા ચાલી. ૨.

બહુ વાટ જોવા છતાં જ્યારે પ્રભુ પધાર્યા નહીં ત્યારે સત્વતી પ્રભુને ઢુંઢવા ચાલી. સત્ એટલે શું? કહ્યું છે કે:—

**नासतो विद्यते भावो नाभावो विद्यते सताम् ।**
**उभयोरपि द्रष्टोंतस्त्वनयो स्तत्वदर्शिभिः ॥१॥**

સત્વસ્તુ પરમાત્માનો કોઇ સ્થળે અભાવ સંભવેજ નહીં. છતાં સત્વતીની સગુણ સાકાર દૃષ્ટિ જણાયાથી તે સત્ભામા કહેવાવાને યોગ્યજ હતી. તત્વજ્ઞાનીઓ જાણે છે કે સત્ શું અને અસત્ શું? અને સત્ અસત્નો વિવેક કરવા માટે મનુષ્ય જન્મ છે. સત્ એટલે છે છે ને છે. અને અસત્ એટલે નથી નથી ને નથી. પણ તેમ છતાં અસત્ વસ્તુ માયા બળે મધ્યમાં ભાસે. એ ભાસ મિથ્યા છે. જીવરૂપ એ મુજબ માયા બળથી ભાસે છે, પણ ભક્તિવડે જ્ઞાન થયે જીવનું અસત્ એટલે મિથ્યાત્વ જણાયું કે શીવનું સત્ એમાંજ માલમ પડે. એટલે જીવભાવ મટી શીવભાવમાં પોતે પલટી જાય. એટલેજ પોતાની સ્વચ્છંદી સ્વેચ્છાથી નહીં ચાલતાં પ્રભૂ ઇચ્છાથી પોતે પુરૂષાર્થ સન્માર્ગે કરે. પ્રભુ વિયોગથી મુઝાતી સત્વતી પોતાની સખીઓ આગળ રાવ ખાય છે.

## ૬. પદ. ઠુમરી.

શ્યામ દેખો આલી નહીં આગે મધુ બનસેં;
ગજપત ચરન ચલે મદમાતી, ઉર ઉંચકે ધરસે ધરસેં. શ્યામ. ૧.
અપને પતીકું મેં ઢુંઢન નીકસી, ઢુંઢેસે પિયા મીલતે નાંહી;
મોર મુગટ પીતાંબર ધર પ્રભૂ, મુરલી બજાવે કરસે ધરસેં. શ્યામ. ૨.

સત્ભામા પ્રભૂ વિયોગે એબાકળી થઇ ગઇ છે. સખીઓને કહે છે, અરે બ્હેના હજી શ્યામ સુંદર મધુવનથી કેમ આવ્યા નથી ? ચાલો મધુવનમાં પ્રભુને પકડી કહાડીએ.

પ્રભુજી તો મધુવનમાં–કુંજન વનમાં–સ્વભુવનમાં હોય તેમ પોતે શ્યામ સુંદર મુરલીધર હિંડાળે ઝુલી રહ્યા છે. મનુષ્યના હૃદયમાં જે પ્રભુ છે તેજ ત્રિભુવનમાં અને ચૌદ ભુવનમાં પાંદડે પાંદડે રમણ કરી રહ્યા છે. પિંડે સોહિ બ્રહ્માંડે.

એક રામ દશરથ ઘર ડોલે, એક રામ ઘટઘટમાં બોલે. એક રામકા સકળ પસારા, એક રામ હે સબસે ન્યારા. શ્યામ કુંજન વનમાં હિંડાળે ઝુલે છે.

## ૭ પદ.

શ્યામ ઝૂલે હિંડાળા, કુંજન વનમેં રે–શ્યામ૦
કુંજન વનમેં રે, મધુ બનમેં–શ્યામ૦
ચમકતી બીજલી બાદલકી ઘટા છાંઇ હે,
દેખો સખી વોહ કુંજનમેં બહાર આઇ હે,
બજાકે બાંસરી અમારો દીલ ચુરાયો હે,
તોરી સાંવરી સુરત બસી મોરે મનમેં—શ્યામ. ૧.

સખીઓ કહે છે કે આ બીજલી કેવી ચમકે છે ! મનુષ્યનું જીવન પણ ચાર દીવસનું ચાંદરણું છે. વીજળીના ચમકારા જેવા ક્ષણભંગુર જીવનમાં મનુષ્યને મોહ કેમ થાય છે ? કારણ એજ કે મદ+ન, મોહ+ન,નું ભજ+ન કર્યું નથી. જેને મદ નથી, મોહ નથી, એવા મદન મોહનને ભજ. મદ મોહ તજ. તો કે ના. હું તો મોહમદને અને અહંમદને ભજું, પણ મદનમોહનનું ભજન કરૂં નહીં. આ માયાનું બળ કહેવાય. આ મનુષ્ય દેહ ફરી ફરીને મળનાર નથી તે ક્ષણભંગુર છે. મારે તે વીજળીના ચમકારા પેઠે સત્વર નષ્ટ થનાર–નશ્વર–છે. માટે એકદમ સત્સંગ કરી ઇશ્વરને ભજવો આવશ્યક છે. રાંડયા પછીનું ડહાપણ કે પાછલો પસ્તાવો કામ આવનાર નથી. ભલે પછી તે રાય હોય કે રંક હોય. પણ મનના પશ્ચાત્તાપ થાય તે પંહેલાં તો મૃતદેહની પાછળ તનનો પશ્ચાત્+તાપ અગ્નિવડે થશેજ થશે.

વૈષ્ણવોના હિંડાળા મનુષ્યની હાલની સ્થિતિ જણાવે છે, તેમજ વન ઉપવન પણ પ્રભુના હાલતા હિંડાળાથી મનુષ્ય જીવનનો સમો દેખાડે છે.

લતાંએ પુષ્પોકોં ઝૂલેમેં ઝુલાતી હૈ.
પવનકી ઝોકમેં કેસી સુગંધ આતી હૈ.
ચમનમેં ઝુકતે શાખે સમા દીખાતી હૈ.
મદનકો ગોદમેં લેકર એહ સબ રમાતી હૈ.
બસ ગઇ સાંવરી સુરત, એહ નયનમેં. શ્યામ૦ ૨.

મનુષ્ય જીવન ઉત્તાનપાદ રાજા જેવું છે. ઉંચા પગે અદ્ધર જીવન જીવીએ છીએ. એને ધ્રુવનો આધાર જોઇએ છે. દૃઢ આલંબનની આવશ્યકતા છે. પ્રભુનો આધાર અધિષ્ઠાન એજ સત્ય છે. માટે પ્રભુ ભક્તિથી જીવનને ધ્રુવ બનાવવાનું છે. હાલતા જીવન ને ધ્રુવ અચલ નિશ્ચિત કરવું છે; તે પ્રભૂ પરની અડગ શ્રદ્ધાથી જ બને છે. સુરૂચિનો બેટો ગમે તેવો ઉત્તમ હોય પણ સુમતિ સીવાય અન્ય સ્થળે ધ્રુવની ઉત્પત્તિ સંભવે નહીં.

સુમતિ ઉપર નહીં રે માન, ધ્રુવજી તેના એક સંતાન,
સુરૂચિ ઉપર છે ઘણું હેત, તેનો કુંવર ઉત્તમ એક.
જે જે વૈકુંઠરાય—૧

આ પ્રમાણે પ્રભૂ વન ઉપવનનો પવન લઇ હીંડોળે હીંચે છે. વનને ભુવન બનાવ્યું છે. ભુવનમાં રહીને મનુષ્યે પણ વનજીવનનું નવજીવન બનાવી ત્રિભુવનપતિ ચૌદભુવનના નાથને હીંડોળે હલાવી પ્રભુને રીઝાવી કૃતકૃત્ય થવાનું છે. ધ્રુવ પદવી મેળવવી જોઇએ. કહ્યું છે કેઃ—

**यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते।**
**ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव च ॥१॥**

જે આપણી પાસે ધ્રુવ=નક્કી છે, તે તજીને અધ્રુવ એટલે જે નક્કી નથી તેને લેવા દોડીએ તો કાશીનો કુત્રો નહીં ઘરનો, નહીં ઘાટનો. ઉલટું હોય તે પણ જાય અને અનિશ્ચિત તો ગયલું છે જ. એવો ધ્રુવ અધ્રુવનો હિંડોળો આ જગત છે. તે દર્શાવવા પ્રભુ હિંડોળે ઝૂલે છે. સત્વતી સખીઓ સહ આવી લાગે છે, અને શું જોય છે?

## ૮ સારંગ

ઝૂલત શ્યામ હિંડોળે, પ્રભુજી, ઝૂલત શ્યામ હિંડોળે.
સત્વતી ચડકે બેઠી શ્યામ સંગ—ઝૂલત૦

તરતજ સત્વતીએ શું કર્યું ! મદનમોહનની સુરત ધ્યાનમાં ઠસી ગઇ, કે સત્વતી પોતે હિંડોળે ચડી બેઠી. પ્રભુ સાથે તાનમાં ગુલતાન થઇ ઝૂલવા લાગી. સહવાસ–ઉપ+વાસ, સત્સંગ કરવા લાગી. એ હિંડોળો કેવો ?

રેશમ દોરીસે બાંધ્યો હિંડોળો, ડાર કદમકી તળે–ઝૂલત૦ ૧

પ્રેમની હદ નક્કી થાય નહિ. પ્રેમનું માપ નથી. પ્રેમ હેમથી તોળાતો નથી. પ્રેમને હદ નથી. પ્રેમ બેહદ છે. પ્રેમનો પુંજ કે ઢગ જોવાનો નથી. પ્રેમના ઢંગ કઢંગા દેખાય છે. પ્રેમમાં જાડ્ય નથી. સુકુમારતા છે. ચળકાટ છે. નરમાશ છે. પ્રેમ સુંવાળો છે. રેશમ જેવો સુંદર સ્નિગ્ધ અને મનોહર છે. રેશમ જેવો પવિત્ર છે. પ્રેમમાં સંખ્યા જોવાની નથી. પણ કીમતી ગુણ જોવાનો છે. પ્રેમનો હિંડોળો કાચા સુતરે કે રેશમે બંધાયેલો છે. સુતરીયાના સૂતરે–સૂત્રે–બંધાયલો. રેશમની પવિત્ર ગાંઠથી–રેશમ દોરાથી ઝૂલતો છે. તેથી શુદ્ધ પ્રેમની ગાંઠ તુટવી અસંભવિત છે. સ્વાર્થી પ્રેમ સત્વર તૂટી જાય છે. કદમની ડાળ તળે બાંધેલો હિંડોળો તે શું ? નસ્કોરાનું તળ તે કદમ વૃક્ષનું તળીયું. નાકની દાંડી તે એ વૃક્ષનું થડ. બે ભ્રમર તે પાંદડાં. કપાળ તે કપાળે હાથ મુકનારનો ભાગ્ય હિંડોળો ને તેની વચ્ચે ચાંદલો કરવાની જગાએ પ્રભૂ પોતે ઝૂલે છે. ચાંલ્લો કરવાના અધિકારવાળી સૌભાગ્યવતી સત્વતી નવોઢા, નવ+સ્ત્રી, નવોઢા જેવી શોભતી કદમની ડાળને હિંડોળે પ્રભુ સાથે ઝૂલવા ચડી બેઠી. પ્રભુતો અદ્રશ્ય રહેલી. માયાના વસ્ત્રો હલાવતા એકલા ઝૂલતા હતા. તેની સાથે સત્સંગમાં સત્વતી પણ હિંડોળે ઝૂલવા લાગી.

## ૯. ગીતિ.

એવે ત્યાં તો આવી, માયા દેવી સૌને ઠગનારી,
આંખો પ્રભૂની તેણે, પાછળ આવી જોર થકી દાબી. ૧
રામા રામા રામા હરે હરે રામા.

પ્રભુજી હિંડોળે સત્વતી સાથે ઝૂલે છે. સખીઓ ઝૂલાવે છે અને સત્વતી અને શ્યામ સુંદર પ્રણય કેલીમાં વ્હાલ વિનોદે પોરવાઈ પ્રેમ પ્રફુલ્લિત થઇ રહ્યા છે. એવામાં માયાની આ વિચિત્રતા જોઇને સત્વતી, સત્ભામા બની ગઇ.

ગમ્મત આવી દેખી, સત્વતી રાણી મનમાં ખીજાણી,
મારી રૂબરૂ માયા, ચાળા કરતાં કેમ ન લજાણી–૨
રામા રામા રામા હરે હરે રામા.

સત્ભામા કહે આ શું કહેવાય ? આ દશ્ય કેવું ? આ કોણ છે ?
પ્રભુ જાણે છે સઘળું, તો પણ કહે છે કોણ કરે ચાળા ?
માયા કંઈ નહિં બોલી, સત્વતીનું મન મારે ઉછાળા. ૩
રામા રામા રામા હરે હરે રામા.

માયાના અષ્ટ ભૂજાથી પ્રભુની આંખ મીચાતાંજ અષ્ટ દિશામાં-દશે દિશામાં સર્વત્ર અંધારૂં અંધારૂં થઇ ગયું. પ્રભૂએ પોતાનો સ્વયંપ્રકાશ પણ માયાને બળ આપવા સમેટી લીધો. અને માયાને સુદર્શનનો લાભ પણ આપ્યો નહીં.

પ્રભૂ જાણે છે સઘળું. તો પણ કહેછે કોણ કરે ચાળા ?

સત્ત્વતીએ માયાને ઓળખી અને પ્રભૂને કહે છે કે એ તો માયાદેવી છે તમે શું અજાણ્યા થાઓ છો ? અમને પાસે રાખો છો. અને માયાને દૂર રાખો છો. પણ એ તમને અમારા કરતાં વધુ વ્હાલી છે એના આંખ મીચામણા તમને સારા લાગે છે. એ જોગમાયાને તમે બહુ ચડાવી છે. હું એ કુબજાનું મોઢું જોવા પણ માગતી નથી. એને આ સમયે આવું તીખળ કરતાં લાજ પણ નહીં આવી ? પણ વાંક બધો તમારોજ છે. કપટીનો-કપ ટી-નો ચાહ કેવો હોય. તે અમે જાણીએ છીએ, એ કપટી વગર કોઇને, કપ ટી વગર કોઇને ચાલતું નથી તેથી ; બાકી તો "ચાહ"ની પરીક્ષા બરોબર થાય. a cup tea, એ કપટી, એક પટીમાં માયાનું ચાંદુ મટાડી દે એવા છે. તે કાંઈ કોઇને અજાણ્યું છે ? પ્રભુ કહે, રે વ્હાલી સત્વતી, તમે સત્ સ્વરૂપની પણ ઇર્ષા, અસૂયા, અને અદેખાઇ કરશો તો પછી તમારૂં શ્રેય કેવી રીતે કરશો ? સત્વતી કહે. ગમે તેમ હોય પણ દેખતી આંખમાં આંગળી કોણ ઘાલવા દેય ? એક મ્યાનમાં એક સ્થળે બે તરવાર ? અસિ-ધારા વ્રત એવું હોય ? બસ. કયાંતો હું નહીં કે એ નહીં. એ માયાને સ્વર્ગમાંથી કાઢી મુકો. આ સાંભળીને પ્રભૂ પણ જરાવાર ગભરાયા. એ ધણી-આણીનો ધણી કોને રીઝાવે ? એક ઝાલે પગ તો એક ઝાલે ચોટલી. ચાર બીબીના ધણી શું કરે ! સોલ હજાર સુંદરીનો શ્યામ સુંદર ચૌદ બ્રહ્માંડને તેજ પૂરૂં પાડનાર માયાના અંધારામાં સત્વતીની આજ્ઞા માથે ચડાવી માયાને કાઢી મૂકવા હા કહેવા લાગ્યા. રામને તો સ્ત્રી રીઝાવે છે. પણ રામ પોતે રામને રીઝાવે છે. રામ રામાને રીઝાવવાને મશે પ્રભુ પોતે પોતાનો મન રમાડો કરે છે. અને સત્વતીને સંતોષ આપવાને-સમજાવવા માટે માયાને કાઢી અંધારૂં દૂર કરવાને હુકમ બહાર પાડે છે. એક તરફથી

સૂર્યને અને બીજી તરફથી શંકરને તેડાવવાના ફરમાન કાઢયા. કેમકે પ્રભુના રાજ્યમાં અંધારૂં દૂર કરનાર, પ્રકાશ, તેજ, અને અગ્નિના નિયામક એ બે મહાશયો છે. એ સૂર્ય અને શંકર એકેક જુદાજુદા તેજસ્વી છે. એમનું તેજ અને પ્રકાશ અલૌકિક છે. તો એ સૂર્ય અને શંકર બે જોડીઆ થઇ જોડાઇ જાય તેવા સૂર્યશંકર નામમાં અને સૂર્યશંકરના કામમાં અલૌકિક તેજસ્વિતા પ્રકાશે એમાં શું આશ્ચર્ય ? આજ્ઞા થતાંજ કોણ કોણ આવ્યું ?

## ૧૦ અભંગ.

સૂર્ય એકદમ આવી ઉભો (૨) આજ્ઞા દો મહારાજ. હાં. આજ્ઞા. ૧.
શંકર પણ આવીને ઉભા (૨) ઉગ્ર કાર્ય કંઇ આજ. હાં. ઉગ્ર. ૨.
બેઉ કહે કેમ બહુ અંધારૂં (૨) શું છે પ્રભૂ વિચાર. હાં. શું છે. ૩.
ચાલો અવતરીએ અવની પર (૨) કરવા પર ઉપકાર. હાં. કરવા. ૪.

ત્યારે પ્રભુજી કહે. અહો સૂર્ય, અને અહો શંકર, તમે બેઉ તેજ તથા અગ્નિના ભંડાર છો. તમે બેઉ મારા સ્વરૂપ છો. તમે મારા મનની વાત જાણી ગયા છો. આપણે અવની પર અવશ્ય અવતરવું પડશે એમ લાગે છે. જુવો સાંભળો.

## ૧૧ સારંગ.

આવો સૂર્ય અને શંકર, ભલે તમે આવીઆરે.
મારૂં ધાર્યું કરવા કામ, ભલે તમે આવીઆરે. આવો.
આ અંધારૂં માયાનું છે. દુઃખ દરદ સૌ કાયાનું છે,
જોઉં હવે કેવું અજવાળું તમે કરોરે. આવો ૧.
બેઉ છો તેજસ્વી ભારે, બાળી દો માયા અત્યારે,
ભગાડી દઇ મોહ માયા કાઢો મૂળથીરે, આવો. ૨.

માયાને બાળો. કાઢો, એમ કહેતાંજ સૂર્ય અને શંકર વચ્ચે સખત સ્પર્ધા ચાલી, અને એક બીજાની હરીફાઈ કરવા લાગ્યા.

સોળે કળા તપે સુરજની, શંકર રૂદ્ર થઇ પ્રેરે અગ્નિ,
શંકર કહે સુરજથી હું જબરો ઘણોરે. આવો૦ ૩

સુરજથી માયા બળવા તો લાગી. પણ ફરી ફરી પાછી સજીવન થાય. તેથી એક વાર બીલડીથી અને એક વાર મોહીણી રૂપથી ભરમાયલા પણ

મોહ માયાના અધિષ્ઠાતા, કામદેવને સમૂળ બાળી મુકનાર શંકરે શું ઉપાય કર્યો ? તે જુવો.

## ૧૨ મરાઠી સાખી

ત્રીજું નેણ એક કર્યું કપાળે, વગર વેણથી બાળે;
મોહ માયા બહુ બળવા લાગી, બચવા રસ્તો ભાળે,
સુણો શંકરજી, એ.એ.એ. અરજ કરવા દો. પ્રભુ પાસે, સુણો મહાદેવજી.

માયા મહાદેવજીને કહે છે કે હે દેવાધિદેવ, હે કામદેવને બાળવા વાળા મહાદેવજી, મને માયાદેવીને તદ્દન બાળી મૂકશો નહીં. મને જરા પ્રભુ પાસે જઈ એક અરજ કરવા દો. શંકર કહે, જાની. હું શું કામ ના કહું ? જા જઈને અરજ કર. માયા અરજ કરવા ચાલી. એટલે શંકર સૂર્યને કહે છે. “અલ્યા સૂર્ય,તું તો સોળે કળાથી તપ્યો પણ તારૂં શું વળ્યું ? અલ્યા તું તો મારા હિસાબમાં પણ નથી. હું જો મારા નેત્ર બંધ કરૂં તો તું અને તારો દેવાધિદેવ બધાએ મારા કાલાવાલા કરી મારા નેત્ર પાછા ખોલાવો. એવો હું સૌથી જબરો છું અને મારૂં ત્રીજું નેત્ર ખોલું તો દુષ્ટોને બુમ પડાવું. હું રાખ ચોળું છું તેથી એમ નહીં જાણતા કે હું કોઈ પણ રીતે તમારો ગાંજ્યો જાઉં. પ્રભૂજી પોતે પણ સ્વયંપ્રકાશ છતાં પોતે કે પોતાનું સુદર્શન પણ આ માયા દેવીને હઠાવી શકે એમ નથી. મારા સીવાય બીજો કોણ માયાને વશ કરવા શકિતમાન છે ? ‘ભીલડીમાં અને મોહીણીમાં મોહીત થનાર તે તમેજ કે ? ’ એમ તું કદાચ કહેશે, તો પણ હવે પછી ભ્રમિત થઇ હું ભૂલ કરૂં એમ નથી. એ તો હું ભોળો છું તેથી મારી ભૂલ મારે મોઢે કબુલ કરૂં છું. બાકી ખરૂં જોતાં તે ભૂલ મારી ન હોતી, પણ બ્રહ્માની અને ભગવાનની હતી. તેમણે મને ફસાવ્યો હતો. અને તે વેળા પણ તેં સૂર્યેજ જગતને પ્રકાશ આપી એવી ભયંકર ભૂલને પ્રકાશમાં મૂકેલી. પણ હવે જોમારી સૌને કેવી ગરજ પડે છે. મારા ઉપર સૌનો આધાર છે. ગરજ વેળા સૌ મને બોલાવવા કેવા દોડયા આવે છે ? ભવ ચરણ વિના ભવ તરણ છે કયાં ?” શંકર આ પ્રમાણે ગર્વ કરી ફુલાવા લાગ્યા. અને આમથી તેમ અને તેમથી આમ આંટા દેવા લાગ્યા. અને માયાદેવી પ્રભૂ પાસે અરજ કરે છે. શું કહે છે ?

## ૧૩. દીંડી

તમે વચન આપો નાથજી નિરધાર, મૃત્યુ લોક માંહી લો તમે અવતાર,
તો હું જાતી રહું અવની ઉપર ત્યાંથી, નહીં સ્વર્ગ માંહી પગ મૂકું પાછી.૧

પ્રભુ કહે ભલે હું અવનીપર અવતાર લઉં એમ તારૂં કહેવું છે? વારૂ તેમ કરૂં. પણ તું પાછી હમને ત્યાં પૃથ્વી પર સતાવે તો? ત્યાં તું મારી પૂઠ પકડે તો હું કંઇ તારી પૂઠ પકડું એવો નથી. માયા કહે છેઃ કહેવત છે કે મીયાં છોડે, બીબી કયું છોડે? આ સાંભળી માયાદેવી વચન આપે છે.

ત્યાં હું તમને કદી મોઢું ના બતાવું, વળી ભક્ત તમારાને નહીં સતાવું.
જો કે છઉં હું અનાદિ તમ સાથે, તોયે કેમ તમે છોડી દો છો હાથે? ૨

હું અનાદિ કાળથી તમારી સાથે છું તેમ છતાં તમે કાઢી મુકો છો તો જાવું છું. એમ કહી જતાં જતાં "હે સત્વતી, તેં મને કાઢી મુકાવી છે તો તું સત્વતી નહીં, પણ આજથી સત્ભામા કહેવાશે" એવો સત્વતીને માયાદેવીએ શાપ દીધો અને એકદમ અદ્રશ્ય થઇ ગઇ. આણી તરફ પ્રભૂએ સૂર્યને અને શંકરને બેઉને પોતાની પાસે બોલવી કહ્યું હવે તમને બેઉને રજા છે. પરંતુ સાંભળો. હે શંકર, તમે સૌથી જબરા છો. શક્તિના સમર્થ સ્વામી છો. પણ તમને તમારી શક્તિનો—બળનો—તેજસ્વીપણાનો—બહુ ગર્વ છે. માટે જ્યાં સૂર્યનો નંબર પહેલો હોય ત્યાં અને તેવા ઘણાખરા નામોમાં તમારો નંબર છેલ્લો આવશે. એટલુંજ નહીં, પણ જ્યારે હું અવની પર અવતરી કથા કીર્તન કરીશ, તે વેળા તમારે આવીને હારમોનીઅમની પેટી વગાડવી પડશે. અને મને "હાર" મળશે ત્યારે તમને પણ ગળામાં "હાર" પડશે. હે મહાદેવજી, તમે મહા એટલે મોટા દેવ છો. તમારામાં અહંકારનો છાંટો પણ મૂળ સ્વરૂપે તો નથી. તમે મારાજ સ્વરૂપ છો. પણ આપણે પરોપકારનું કાર્ય જુદા જુદા રૂપે કરવું છે. તેથી આપણા બેમાં કોઇ નાનું મોટું નથી. વિષ્ણુપુરાણમાં હું મોટો અને શીવ પુરાણમાં તમે મોટા છો. આપણે એ પ્રમાણે મળી સમજીને ભકતોનું કામ કરી તમને વખત આવે આપણા જેવા વૈકુંઠવાસી અને કૈલાસવાસી બનાવવા છે. એમ કહી સૂર્ય તરફ આંગળી કરી ભગવાને સૂર્યને કહ્યું કે, તેં માયાને અધર રાખી, તેથી મૃત્યુલોકમાં તું આકાશમાં અંતરીક્ષમાં અધર રહેજે. તથાસ્તુ.

# કથા

## ૧૪ હમીર
(એ ભારત ભવ્ય મનોહર માત)

શ્રી ગિરિધર નટવર શ્રી ગોપાળ.
કુંજ બિહારી, ગોવરધનધારી, નટવરગિરિધરલાલ. શ્રી૦ ૧
પાંચાળીના ચીર પૂર્યાં, સતિ ઉગારી નાર,
દુર્યોધનના માન ઉતાર્યાં, ગરૂડે આવ્યા ગોપાળ. શ્રી. ૨.

દ્રૌપદી–પાંચાળ દેશની પાંચાળી. પાંચપતિવાળી–ની લાજ ભર સભામાં લુટાતી દેખી પ્રભુએ ચીર પૂરી લાજ રાખી. અને દુર્યોધનનો નાશ કરાવ્યો.

સ્તંભ ફોડ હિરણ્યા કંસ માર્યો, પ્રહલાદની કરી વ્હાર,
ભકતોને ખાતર ભૂધરજી, લીધો આ અવતાર. શ્રી. ૩
સૂર્ય પ્રભૂ લીધો આ અવતાર. શ્રી.

એજ પ્રમાણે હિરણ્યકશિપુને નરસિંહ રૂપે માર્યો. પ્રહલાદ ભક્તને ખાતર. તેવીજ રીતે પ્રભૂએ ભકતોના દુઃખ દૂર કરવા માટે અને તેમને સુખ દેવા માટે આ અવતાર લીધો છે.

પ્રભુએ અવતાર લેવા માટે અવનીપર અવન્તિકા જેવી નગરી છોડી જોડીઆ બંદર કેમ પસંદ કર્યું ? તમને ખબર નથી કે કોઇ પણ જન્મ લેય તે જોડીઆ ગામમાંજ આવે તેનું વહાણુ જોડીઆ બંદરે લાંગરે. આખી પૃથ્વી પર "જોડીઆ બંદર" એવું એકજ નામ પ્રભૂને જણાયું. માતાનો અને પુત્રનો સંબંધ જોડીઆ છે. અને જેનો જન્મ થાય તે જોડીઆ જ આવે. જોડાયલાજ હોય. જ્યારે નાળ કપાય ત્યારે છુટા થાય. જગતમાં એકલા જીવતર કરતાં જોડીઆનું જીવન વધારે હિતાવહ ગણાય છે. જેવું કે ધણીધણીઆણી–દંપતીનું. સધવાને પોતાનો પતિ હોય, એટલે તો જોડી દંપતી કહેવાય. અને વિધવાને પોતાનો પ્રભુ ચૌદ ભુવનનો નાથ હોય. એનું પણ ધાર્મિક જીવન જોડીઆ થાય. અને આ પ્રમાણે જોડીઆ થાય તોજ તે યોગ્ય યોગ યોજી સાયુજય મુક્તિ મેળવે. અને પ્રભુ મંદીરમાં પવિત્ર જીવન ગાળી વૈધવ્ય દુઃખ નહીં ગણતાં "જુઠો ગયો ને સાચો આવ્યો" એમ સંતોષ માની પ્રભુમાં તલ્લીન થઇ આનંદમાં જીવન વાગાનો લાભ મેળવે. તમે પૂછશો કે જોડીઆ બંદર તો એકજ છે. પણ

એવી બીજી કોઇ જોડીઆ જોડી છે ? અરે હા બીજા પણ છે, જયાં જુવો ત્યાં જોડીઆજ જોડીઆ. મધ્વાચાર્ય દ્વૈતના જ આચાર્ય હતા કેની ? સાંભળો.

## ૧૫. ગીતિ

સત્ભામાને માયા, એ છે જોડી જોડીઆ બંને,
સૂર્ય અને વળી શંકર, તપમાં જબરા જોડીઆ બંને. ૧.
રામા રામા રામા હરે હરે રામા.

સત્વતીએ અદેખાઇ કરી તેથી માયાના જેવી ભમનારી થઇ. અને ભ્રમણામાં પડી ગઇ. શંકરે ગર્વ કર્યો તેથી તપમાં તે સૂર્યના જોડીઆ થઇ ગયા. આપણે દ્વેષ કે ગર્વ કરીએ તો નીચા પડી જઇએ. પ્રભુએ પણ માયાને ચઢવા દીધી, અને આંખ મીચામણા કરે ત્યાં સુધી ગયું કર્યું તેથી ભગવાનને પણ વૈકુંઠ છોડી અવની પર અવતાર લેવો પડયો. કુદરત, કુદરત, તારા કાયદા કોઇને છોડતા નથી. કહો જોઇએ આ બધું શાથી થાય છે ?

## ૧૬ કવાલી.

કરાવે એ બધું કુદરત, પ્રભૂ છે એક કરનારો,

આ બધું કરવા કુદરત પ્રેરે છે. અને પ્રભુની ઇચ્છા વિના કોઇ કાંઇ કરી શકતું નથી. પ્રભુ એક કર્તાહર્તા છે. હરિ કરે તે ખરી, ભગવત્ કરે તે ભલી.

ગીતિઃ- માટે અવની ઉપર, બંદર જયાં છે જોડીઆ સારૂં.
ત્યાં પ્રભુ પ્રગટયા પ્રેમે, લાગ્યું એ સ્થળ પ્રભુને પ્યારૂં. ૨.
રામા રામા રામા હરે હરે રામા.

શંખ ચક્ર ગદા પદ્મ, પીળા પીતાંબર, મોરમુકુટ, મુખે મીઠી મધુરી મોરલી, ચતુર્ભુજ મૂર્તિ જોડીઆમાં પધારી. અને એવા પ્રભુ આગળ લોએ મસ્તક નમાવી બે હાથ જોડીઆ. જોડીઆનું મહત્વ એવું છે. વળી જુવો જોડીઆની જરૂરીઆત જબરી છે. જોડીઆ વગર ભોગ નહીં. જોડીઆ વગર જોગ નહીં. ભોગ એટલે ખાવું પીવું, વૈભવ ભોગવવા. જોગ એટલે ભેગા મળવું. જોગી થઇ પ્રભુ સાથે યોગ સાધવો; ધ્યાનમાં ભગવાન સાથે જોડાવું, એનું નામ જોગ. જોડીઆ વગર ભકિત નહીં. એકલા કોની ભકિત કરે. "અહંબ્રહ્મ" હોય ત્યાં બીજો ભગવાન લાવે કયાંથી ! આતો એક ભકત અને બીજો ભગવાન. એટલે એ બે જોડીઆ જોડી જોડાજોડ બેઠા કે સામીપ્ય મુક્તિ. યોગ થાય તો સાયુજ્ય મુક્તિ. વળી કેટલાક કપોલ કલ્પના કરનાર પાકશાસ્ત્રીઓ તો કહે છે કે એ ગામમાં

રોજ બે હાથ ભેગા થાય તેથી એનું નામ જોડીઆ. લાડવા બનાવતાં ભોજનવેળા બે હાથ ભેગા થાય, અને ભજનવેળ—પ્રભૂને વંદનવેળા બે હાથ ભેગા થાય. હાથ જોડ કરે, તાળી પાડે, "જોડીઆ તે જોડીઆ, જ્યાં પ્રભૂ પારણે પોઢીઆ." પ્રભૂએ મૂળ સૃષ્ટિ રચી, અને પોતે એકના અનેક થયા ત્યારથીજ "જોડીઆ" ધ્યાનમાં રાખી મુકયું હતું. તમે કહેશો કે તે કેવી રીતે ? તો સાંભળો.

### ૧૭. મહાક.

પ્રભુ જોડીઆ બંદર, બ્રાહ્મણ મંદીર, પધાર્યા કરી પ્રેમ,
જેનું ભાગ્ય સિકંદર, તે કુળ અંદર, પધાર્યા કરી પ્રેમ, પ્રભુ.

પ્રભૂએ સૃષ્ટિ સરજતાં, એકના કર્યા અનેક,
જો નહીં હોએ જોડીઆ તો, શાનો કરે વિવેક, રે. પ્રભુ. ૧

મૂળ પ્રભુ પોતે એક "એકો હં બહુ સ્યામ્" એવી ઇચ્છા થતાં પોતેજ અનેક રૂપે પ્રાપ્ત થયા. સદ્ અસદ્‌નો ભેદ એટલે વિવેક, જો નહીં હોય તો સારૂં નરસું શું સમજાય? સત્=ચૈતન્ય—અસત્=જડ. એ બેને સમજીને વરતવું તે "વિવેક." વ્હેવારમં, "આવો, બેસો," એવો વિનય કરવો તે પણ વિવેક કહેવાય. વારૂ ત્યારે બીજા હજી કેટલાક જોડીઆ છે? અરે અનેક છે, તમે સાંભળતાં થાકશો એટલા જોડીઆ છે.

સૂર્ય ચંદ્ર બેઉ જોડીઆ, કૃષ્ણ અને બળદેવ,
રામ ને લક્ષ્મણ જોડીઆ છે, બેઉ અવશ્યમેવ, રે. પ્રભુ. ૨

હરેક અયોધ્યામાં—હરેક પ્રાણીની દેહમાં—રામ વસે છે, પણ લક્ષ્મણભાઇ વગર—લક્ષ દીધા વગર, રામ કામ કરતા નથી. તેથી રામલક્ષ્મણની જોડી કહેવાય છે. એ બેઉ જોડીઆ છે. એકજ ઢાલની બે બાજુ. માણસમાં "રામ" નહીં હોય તો લક્ષ શું કરે? અને લક્ષ નહીં હોય તો "રામ" શું કરે? વારૂ ત્યારે કૃષ્ણાવતારમાં કોઇ? તો કે હા, હા.

કૃષ્ણ સુદામા, કૃષ્ણ અર્જુન, એ પણ જોડીઆ ખાસ,
સખા મિત્ર એ પવિત્ર જોડી, એક બીજાના દાસ રે. પ્રભુ. ૩

સખા ભાવે કૃષ્ણ ને અર્જુન એકજ, કૃષ્ણ સુદામા, એ જોડીઆ સખા. સંદીપની ગુરૂને ત્યાં સાથે ભણ્યા, સાથે રમ્યા, સાથે ભમ્યા, અને સાથે અભ્યાસ કર્યો. સુદામા જેવા ગરીબ મિત્રને કૃષ્ણ જેવા મહા પ્રભુજી ભૂલ્યા નહીં, અને ઓળખાણ રાખી. તાંદુલની એકેક મુઠી સાથે એકેક પટરાણી ફૂલ ઇંદ્રાસન નિદ્રાસનમાં ડોલવા લાગ્યું. એનું નામ મૈત્રી, એજ

સત્ય સુજનતા, એજ સાચો સખાભાવ. માથું આપે તે મિત્ર, ખાય તેનું ખોદે એ મિત્ર નહીં કહેવાય.

૧૮. પદ.

વ્હાલા મારા સુદામાના તાંદુલ લીધા, તેના મહેલ કનકના કીધા,
રામ, હરિવર સંકટ હર્તા,
મને ઘડી નથી વિસરતા, રામ, હરિવર સંકટ હર્તા.

સુદામાના તાંદુલ લીધા અને તેના મહેલ સોનાના કીધા, પૈસાદાર મિત્ર, ગરીબ દોસ્તને વીસરી જાય અથવા તો તેને દેખી થું-કરે, તો તેની મૈત્રી અને તેનો પૈસો લક્ષ્મી વરને વ્હાલો ના થાય. વારૂ ત્યારે ટુંકું કરો. એવા સુમિત્ર કલીજુગમાં કોઇ જુગલ જોડી છે? તો કે હા.-સાંભળો.

સાખીઃ—મહારાજ ને મોતીલાલ બે, મોતી અને માણેક
એ પણ બન્ને જોડીઆ છે, ઓલા ભવના લેખરે. પ્રભુ. ૪

પેલા ભવના લેખથી સહુ આવી મળે છે. અને પૂર્વનો પ્રેમ પ્રગટ થાય છે. "પ્રગટત હે પૂરવકી કરણી, તજ મન શોચ અજાણ."

આ અવતાર પ્રભુએ બ્રાહ્મણને ત્યાં લીધો. એમ આપણે કહ્યું, પણ બ્રાહ્મણનું ઘર પ્રભુએ કેમ પસંદ કર્યું? એનું કારણ એમ છે કે, પ્રભુ અવતાર લેતાં કંઇ વર્ણાશ્રમ જોતા નથી. પવિત્ર હૃદય જોય છે. ગુણ જોય છે. ભક્તિ જોય છે, કહ્યું છે કે **गुणाः पूजास्थानं न तु लिंगं न च वयः।** સ્ત્રી છે કે પુરૂષ એમ લિંગ એટલે જાતિ જોવાની નથી. તેમજ નાનું છે કે મોટું એમ વય એટલે ઉમર જોવાની નથી. પણ ગુણ જોઇ પાત્રતા દેખી પ્રભુ પધારે. પ્રભૂ તો શુદ્રને ત્યાં પણ પધારે. જાતે ભક્ત જોઇએ. જાતે વાણીઓ છે કે બ્રાહ્મણ એ વર્ણ જોવાની અથવા ગૃહસ્થ છે કે સન્યાસી છે એમ આશ્રમ જોવાની એટલે વર્ણાશ્રમ જોવાની પ્રભુને જરૂર હોય નહીં. પ્રભુએ શુદ્ર, ચમાર, મોચીને ત્યાં અવતાર લીધો હતો. રોહીદાસજી વગેરે જાણીતા ભક્ત છે. ધેડને ત્યાં અવતાર લીધો હતો. મહાર જાતિનો ભક્ત પણ થઇ ગયો છે. દરજીને ત્યાં અવતાર લીધો હતો. તુકારામ, નામદેવ, પ્રાગજી વગેરે ભક્તો પ્રખ્યાત છે. હજામને ત્યાં અવતાર લીધો હતો. સેનોનાઇ જાણીતો છે. વૈશ્યને ત્યાં અવતાર લઇ અથવા વૈશ્યનો વેશ લઇ શામળશા શેઠ થઇ ભક્ત નરસિંહની હુંડી સ્વીકારી નરસૈંયાના બાપનું શ્રાદ્ધ સાર્યું. એ વાત પણ જગ જાહેર છે. એ પરથી જણાય છે કે પ્રભુને કંઇ કોઇ પણ જાતિમાં અવતરવામાં લાજ લાગતી

નથી કે તે કંઈ તેથી વટલાઇ જતા નથી. પણ ભિન્ન ભિન્ન કોમમાં એટલા માટે અવતાર લીધેલો કે જેથી બ્રાહ્મણનો બ્રાહ્મણત્વનો, કે શ્રી પ્રભુને લાત મારી બડાઈ કરવાનો, અહંકાર કંઇક અંશે છૂટે અને એવા બ્રાહ્મણને મહા પુણ્યે પ્રાપ્ત થયલાં મુક્તિના દ્વાર આગળથી બ્રાહ્મણત્વનો અતિગર્વ પાછા હઠાવે નહીં.

તો પણ વ્હેવારમાં વર્ણાશ્રમ અતિ આવશ્યક છે. અને તેથી તે શાસ્ત્ર પ્રમાણથી નીભાવવો છે. એમ જાણીને ભગવાને બ્રાહ્મણને ત્યાં અવતાર લીધો. તેથી બ્રાહ્મણે ફૂલાઇ જઈ ગર્વ કરવાનો નથી. બ્રાહ્મણ ભૂદેવ છે એ સર્વ માન્ય છે. અને એ શાસ્ત્ર સંમત વાત છે. પરંતુ બ્રાહ્મણ હોવા છતાં જો શાસ્ત્રથી વિરૂધ્ધ વર્તે તો વિના + શાસ્ત્ર = વિનાશ + અસ્ત્ર. શાસ્ત્રથી વિરૂદ્ધ ચાલનાર પોતાના વિનાશનું અસ્ત્ર તૈયાર કરે છે યજુર્વેદના મહામંત્રમાં કહ્યું છે કે "ब्राह्मणोऽस्य मुखं आसीत्" બ્રાહ્મણ ભગવાનનું મોઢું છે. તેથી ભાદરવામાં શ્રદ્ધા સહીત બ્રાહ્મણને મોઢે જે લાડવા પડે તે પ્રભુને પહોંચે છે એ હાથ ભેગા કરે એટલે લાડવા સમજાય. હાથ જોડી જમાડેલા અને ભૂદેવે સ્વીકારેલા મોદકનો પ્રસાદ–ખાનગી મોકલનારના મૃત સગાને પુણ્યરૂપે પ્રાપ્ત થાય છે. એતો બ્રહ્મ પોષ્ટ હાફીસની લાડવા નાંખવાની લેટર બૉક્સ-સ્વીટબૉલ બૉક્સ-કહેવાય. મોદકની સનદ તો પ્રભુમાં, વિના પ્રમાદ, પ્રમોદ કરનાર બ્રાહ્મણનેજ મળે. અને સ્વર્ગના દરવાજાનો ઇજારો–ટોલટૅક્સના કલેક્ટરનો, પ્રભુ દ્વારમાં પેસાડવાનો અને કથા કારને બેસાડવાનો, પરવાનો પણ પવિત્ર બ્રાહ્મણનેજ પ્રાપ્ત થાય છે. પ્રમાદ કરનારને નહીં, પણ પ્રમોદ કરનારને, બ્રાહ્મણત્વના મદવાળાને નહીં, પણ "મદ"ની વચ્ચે "કહાનો" "માત્રા" ચડાવે તો જે "મોદ" થાય તેવા બ્રાહ્મણનેજ એ પદ પ્રાપ્ત થાય છે. જોડીઆ ગામે એવા શ્રોત્રીય, બ્રહ્મનિષ્ઠ, અને પ્રભુની પ્રેમલક્ષણા ભક્તિમાં પ્રવીણ એવા પુનીત બ્રાહ્મણને ઘેર પૂજ્ય "જયદેવ"નું કીર્તિવંત કૂળ દીપાવવા શ્રી પ્રભુએ નિશ્ચય કર્યો.

### ૧૯ ચોપાઇ

ઊંચ બ્રાહ્મણ જ્ઞાતિ શ્રીમાળી, ત્યાં નજર કરે વનમાળી.
વદે વેદાંગ જ્યોતિષ શાસ્ત્ર, કંઇક ભણી રહ્યા શિષ્ય છાત્ર. ૧.

પુણ્ય શ્લોક જયદેવ, "જય દેવ જય દેવ" એવી પ્રભુની આરતી ઉતારતા ભાગ્યશાળી નીવડ્યા. એવા વિશ્વવંદ્ય વડવાને હજાર વાર ધન્ય છે, કે જેના વંશમાં વંશવર્ધક–તેજસ્વી મુક્તિદાયી મોતી પાકે એવા સૂર્યના સૂર્ય અને શંકરના શંકર કૂળદીપક પ્રભુ પોતે પ્રગટ થયા.

એવા પવિત્ર ને પુણ્યશાળી, જોશી જયદેવનું કુળ ભાળી,
શાસ્ત્રીને ઘેર જન્મ્યા મોરાર, અજન્માએ લીધો અવતાર. ૨.

એવા જ્યોતિષી અને શાસ્ત્રીના વિખ્યાત વંશમાં પ્રભુજી પધાર્યા. અને પુણ્યશ્લોક મહા પંડીત સંસ્કૃત ભાષાના ખાં એવા શાસ્ત્રીજી તાત તુળજાશંકરના પોતાનાં પુણ્ય પણ સુફલીત થયાં. શાસ્ત્રી તુળજાશંકર જેવા વિદ્વાન બ્રહ્મનિષ્ઠ શ્રોત્રીય ભૂદેવ જોડીઆમાં એ વેળા એ પોતે એકજ હતા. એમનું સંસ્કૃત જ્ઞાન અને પાંડિત્ય તેમજ સૌજન્ય જોઈ એમની સાથે સંબંધમાં આવનાર હરકોઇ આશ્ચર્યચકિત થતા હતા. એમની પાસે કંઇ કંઇ સંન્યાસીઓ પણ છાત્ર થઇને રહેલા એવા વિદ્વાન શાસ્ત્ર નિપુણ શાસ્ત્રીજી પ્રભુ કૃપાને પાત્ર હોયજ હોય. હે પ્રભો, એ પુણ્યાત્મા જ્યાં હોય ત્યાં તેમને અમર શાંતિ બક્ષો. એવા સુપાત્ર પિતાને ઘેર સાક્ષાત પ્રભુએ પોતાનું ચતુર્ભુજ સ્વરૂપ સંતાડી જ્યારે સુપુત્રરૂપે પ્રાગટ્ય કર્યું ત્યારે માનુનીઓ મંગળ ગાવા મંડી.

### ૨૦ ધોળ.

(વટ સાવિત્રી વ્રત આજ)

**તાત તુળજાશંકરને ઘેર એ કુળ દીવો રે**
**ભલે પ્રગટ્યા શ્રી પુરૂષોત્તમ એ બહુ જીવો રે. ૧.**

**ભાગ્યશાળી માતને તાત, ધન ધન તમને રે**
**ભાનુમતી જસોદાનો પુત્ર વ્હાલો છે અમને રે. ૨.**

શાસ્ત્રીજી તાત તુળજાશંકર અને માત ભાણીબા-ભાનુમતિ-જશને લેનારી અને જશને દેનારી, જશોદા જેવી જગ જાણીતી સતિ. આ બેઉ દંપતીનો હર્ષ ત્રિભુવનમાં સમાય એમ ન હતું. પુત્ર જન્મ અને તેમાં વળી પરોપકારી પુત્ર પ્રભુ પોતેજ પધારે ત્યાં બ્રહ્માનંદ સિવાય બીજું શું હોઇ શકે? અને તે કોને વ્હાલો ન લાગે?

**સૌના ભાગ્યનો ભાનુ સૂર્ય દિનમણી સાચો રે.**

ભાનુ સૂર્ય અને દિનમણી જગતને અજવાળું આપનાર એકજ છે. અને તેજ સાચો દિનકર છે કે જેના કર એટલે કિરણ જગતનું અંધારૂં કાઢી સત્સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવી મુક્તિ આપી સ્વયંપ્રકાશનું જ્ઞાન, ભાન અને અનુભવ કરાવે. અને જગતનું પ્રેમ પૂર્વક પોષણ કરે. સૂર્ય, દિનમણિ, ભા

એ જૂદા જૂદા નામો છે. સ્વરૂપે જૂદાં નથી, સૂર્યનાજ પર્યાય છે.

**ઓધ્ધવ આપે એંધાણ, ઓળખી રાચોરે. ૩**

એવા સાચા દિનમણીને ધન્ય છે કે જે મોક્ષ માર્ગ પ્રગટ કરી, અંધારાને અંધારી ઓરડીમાં એકઠું કરી, જ્ઞાનનો અગ્નિ સળગાવી, અંધારે અજવાળાં કરે. છપન કોટી યાદવો શ્રી કૃષ્ણના સંબંધી થઇ ફર્યા. પણ અંધારૂં તર્યા નહીં. નર્યા જાદવાસ્થળી કરવામાંજ ફાવ્યા. પરંતુ ઓધ્ધવે તો જીવતાંજ તેમને ચૈતન્યમય ઓળખી કાઢયા. દર્શન લાભ લઇ સત્સંગ કરી મુક્તિ મેળવી. તે પ્રમાણે આજે પણ ઘેર બેઠા ગંગા આવે તો જ્ઞાન ગંગામાં ન્હાઇ લેવું. ડુબકી મારવી, પણ ડૂબવું નહીં. વસ્તુને—આત્માને—આત્મારામને—આત્મજ્યોતિ સૂર્ય—શંકર દિનમણી—દીનાનાથને ઓળખી આનંદ લેવો. કેમકે પુરૂષોત્તમને ઓળખેથી પુરૂષોત્તમનું પરમપદ પ્રાપ્ત થાય છે. જે જેનું તે તેને આવી મળે છે. ભલે હોય ગમે તેટલું છેટું, પણ નજીક આવી મળે છે, તેથી આ શુભ પ્રસંગે સગા વ્હાલા ગાય છે:—

## ૨૧. શું આ નટવર વસંત.

પુરણ પુરૂષોત્તમ પ્રેમે પધારીઆરે ;
સૌ ગાયે છે મંગળ ગીત, ધરી પ્રીત, પૂરણ. ૧.

અખંડ પુરૂષોત્તમ સાકાર રૂપે પ્રભુ પધાર્યા. તે એટલા માટે કે મનુષ્યને અખંડ રહેવું—અસંગ રહેવું કહણ છે. તેથી તેમને સત્સંગ કરવાની ઘણી જરૂર છે. અને સત્સંગ થવા માટે સદુપદેશક, સાકાર અને સગુણ પ્રભુને, ભકતો આગળ પધરાવી, પૂજે છે. અને પૂજાવે છે. માટે સદા સત્સંગમાં રહેવું. નવડો શું કહે છે ?

## ૨૨ કવાલી.

નવડે નવ તું કહે જે, સદા સત્સંગમાં રહે જે. ૧.

સત્સંગથી નવડે નવ સિદ્ધ થાય. અને મીડું ના વળે. તેમ સાતડે સાત પણ થઇ જાય નહીં. નવનો નેક ટેક દૃઢ નિશ્ચય જોઇ લો. ૧×૯=૯ એવો સત્સંગ કદી ચૂકવો નહીં. એકરૂપ, એકરંગ પ્રભુ પરાયણ, નિષ્કામ સત્સંગ સગુણ ને સાકાર, ગુણ ને આકાર, ગુણાકાર પણ તેનો તે. ૯×૯=૮૧=૮+૧=૯ **पदे पदे यन्नवतामुपैति तदेवरूपं रमणीयतायाः** નવ તે નવ.

પદે પદે નવીનતા છતાં નવ. એનું નામ નવડો. ત્યારે તમે નવડા રૂપી સત્સંગમાં શું શીખ્યા ? ન+વડો.–હું વડો કહેવડાવવા માંગતો નથી. જો કે દશે આંકડામાં એ વડો છે તો પણ એ શું કહે છે ? હું "વડો" નથી. મારો પ્રભુ "વડો" છે. આમ કહી, આમ સમજી સત્સંગે રહી પોતે પૂર્ણ–પદને પામ્યો છે. पूर्णात्पूर्णमादाय पूर्णमेवावशिष्यते । પૂર્ણમાંથી પૂર્ણ જાય તોપણ પૂર્ણજ રહે. આ બાદબાકી. આબાદ રહે તે બાકી. ને બાકી રહે તે સૌ આબાદ. આ પ્રમાણે આબાદ રાખનાર ઇશ્વર છે. તે કર્મના અધિષ્ઠાતા, કર્તા છે. ખરા જીવન રથ–મનો–રથના સારથી છે. ખરૂં જીવન કોને કહેવું ?

જેના જન્મતાં જન્મ લેનાર પોતે રડે, ને બીજાઓ તે જોઇ હસે. પણ એ જન્મ લેનાર જ્યારે મરે, ત્યારે મરતાં પોતે હસે કે "હું કર્તવ્ય કરી પાર પડયો છું. જીવન મુક્ત વિદેહ મુક્ત થયો છું. પૂર્ણને પામ્યો છું મને પૂર્ણ સાક્ષાત્કાર થયો છે" એમ કહે, અને એના સગાં સ્નેહી સહુ રડે કે સારો માણસ સત્પુરૂષ ગયો. આમ ધર્મની બાબતમાં નીતિમય ચરિત્ર જોવાનું છે. ભાષા કે પરિભાષા જોવાની નથી. પણ મનુષ્યની વૃત્તિ, વર્તન અને ચરિત્ર પર સત્ય જીવનનો આધાર છે. "ભાષાને શું વળગે ભૂર, રણમાં જે જીતે તે શૂર." ચરિત્રવાનની બલિહારી છે માટે કહ્યું છે કે:–

### ૨૬. દુહો.

જનની જણજે ભકત જન, કાં દાતા કાં શૂર.
નહીં તો રહે જે વાંઝણી, મત ગમાવીશ નૂર. ૧.

સીયાવર રામચંદ્રજી કી જે.

ભક્ત, દાનેશ્રી, કે શૂરાને જન્મ આપે એ માતાને ધન્ય છે. ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ એ ચારે સફળ કરનાર મનુષ્ય, કર્તવ્ય પરાયણ થઇ, વિજયી નીવડે છે. ધર્મથી મનુષ્ય પરીક્ષા–કસોટી થાય છે. સુવર્ણ અને મનુષ્ય ચાર રીતે પરખાય છે. તપાવે, ટીપે, તાણે, છીણે, તોયે તેનો તે. એ સત્પુરૂષ લક્ષણ. તે સ્વરૂપથી ચળે નહીં. કોઇ ગમે તેમ વર્તે પણ પોતે પોતાપણું જાળવી રાખે. પ્રકૃતિ વિકૃતિ થવા ન દેય તે સત્પુરૂષ કહેવાય. એ કસોટી કેવી ?

**पातु वो निकषग्रावा मति हेम्नः सरस्वति ।**
**प्राज्ञेतर परिच्छेदं वचसैव करोति या ॥ १ ॥**

પ્રાજ્ઞ છે કે નહીં એ ભેદ વાણીથીજ કરે છે. મતિ રૂપી સોનાની–નિકષગ્રાવ–કસોટી સરસ્વતી દેવી છે. વિદ્વાન છે કે મૂરખ–કે મ્હોરપ્યા. તે વાણી વદે કે તરત પારખી કહાડી સરટીફીકેટ આપી દે છે. એવી હંસ વાહની, વીણા વાદીની, સરસ્વતી માતને ધન્ય છે. એવા સરટીફીકેટ મેળવેલા સરસ્વતી પ્રિય–સત્વતીના પ્રાણ, ચંચળ લક્ષ્મીના સ્વામી, સકલ શુભ ગુણ સંપન્ન, ભવિષ્યના કીર્તનકાર–પ્રભુ પોતે–તીર્થરૂપ તાત તુગજાશંકરને ઘેર પારણે ઝૂલવા લાગ્યા. માતુશ્રી ભાણીબા મનમાં મલકાતા ભવિષ્યમાં ચિત્ર વિચિત્ર જગતને ઝૂલાવી નચાવનાર, કુદરતની પાછળ પાછળ કુદાકુદ કરી, આગળ આગળ સત્ય માર્ગે ચાલનાર, સુપુત્રને ઝુલાવી આનંદ લે છે.

## ૨૪. પારણું.

**પોઢો પોઢો કામણગારા પોઢો પારણે રે,**
**માતા ભાણીબા ઝુલાવે પૂરણ પ્રેમથી રે. પોઢો. ૧.**
**વ્હાલા અટકચાળા આદિ અનાદિ છો તમે રે**
**ખોયાં ખખડાવો છો, લલિત લીલા લહેરથીરે પોઢો ૨.**

કામણગારા પ્રભુ કામણ ટુમણ કરવા આવેલા હોય તે અખીલ જગતને વશ કરે તેના ઉપર કોનું વશીકરણ ચાલી શકે ? અટકચાળા કરી ખખડાટ ભભડાટ ન કરે તો લલીત લીલા અને લહેર થાય પણ કયાંથી ? પણ તે સર્વ નિર્દોષ અને આહલાદક. કથા કીર્તનના શ્રોતા જે ભકતો તે પૈકી કોઇ વિહ્વળ કે વ્યગ્ર કે વાતુડા હોય તેના ચિત્તને એકાગ્ર કરવા માટે ખખડાટ ભભડાટ કુદાકુદ કરવી પડે. જેનું એકાગ્રચિત્ત છે તેના હાથમાંથી તો આ આવેલો અમુલ્ય હીરો છૂટે એમ નથી.

**આવ્યો મનનો માન્યો હીરો મારા હાથમાં.**
**નિરખું હરખી પરખી વ્હાલા તમને વ્હાલથીરે. પોઢો. ૩.**

આ પ્રભુને જેણે ઓળખ્યા છે તેનું તો કલ્યાણ આ જન્મમાંજ થઇ ગયું છે. પણ

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**

ભગવાન કહેછે કે જે અજ્ઞાત છે. અણસમજુ છે. શ્રધ્ધા રહિત છે.

સંશયની દૃષ્ટિથી જોય છે. તેનો તો વિનાશ થાય તેમાં એ અવિનાશી શું કામ અટકાવ કરે ? ભાગ્યીબાને બારણે અને ભાગ્યીબાને પારણે પ્રભુ પોઢયા છે. તેમ છતાં પ્રભુ પોકારીને કહે છે કે "હું આંહી પોઢવા આવ્યો નથી. મારે તો કથા કીર્તન કરી કંઇકનું કલ્યાણ કરી તેમને તારવા છે. પ્રભુને તાંડવ વગેરે નૃત્ય કરવાની ટેવ છે. તેનો ઉપયોગ કરી આનંદ આપીશ. અંજન શલાકા સાથે લાવ્યો છું. તેથી માયાનું અંધારૂં ખુણે ખોચરેથી શોધીને આ જ્ઞાનાંજન શલાકાવડે દૂર કરવું છે. આ જગત દુઃખ દરીઓ ભાસે છે તેને સુખસાગર સાબીત કરવો છે. આ ઉંચે આકાશમાં અને અખીલ બ્રહ્માંડમાં જ્યાં દેખું ત્યાં સોનાને પારણે સોનાના મોર દેખુ છું તેવા દેખાડવા છે.

## ૨૫ ધુન.

સોનાને પારણે સોનાના મોર (૨) રાધાને બારણે નંદ કીશોર. (૨)

પારણું સોનાનું ને પારણા પરના મોર પણ સોનાના. પ્રભૂ બ્રહ્મ રૂપ, અને જ્યાં જોઇએ ત્યાં આરાધના કરનારને બારણે–રાધાને બારણે–આનંદ કીશોર હાજરા હજુર સુદર્શન દેતા ખડાછે. માટે શું કહે છે ?

સોનાને પારણે સોનાના મોર (૨) રાધાને બારણે નંદ કીશોર. (૨)

આ પ્રમાણે શાસ્ત્રીજી તુલજાશંકરને ત્યાં સુપુત્ર પ્રાપ્ત થતાં બધે આનંદ આનંદ થઇ રહ્યો. ઘરડાંના પુન્ય ફલિત થયાં. સગાં વ્હાલાનાં દુઃખ દૂર થઇ ગયાં. સહુ ઉત્સાહિત અને પ્રફુલ્લિત જણાયું. ભિંતપર ચિત્રેલાં અને ટાંગેલાં, દેવતાઓ અને સંતમહંતના ચિત્રો પણ જીવંત જેવા જણાયા. અને પ્રભુને પૂજવા તત્પર થતા ભાસ્યા. એમ કેમ ન બને ! મુડદાંને પણ સજીવન કરે એવી વિભૂતિ–મોહીણી–મય કથા કરી પોતાનું પોતાપણું સ્થાપિત કરવા અવતાર લીધો છે, એવું આનંદમય જીવન સર્વેનો જન્મસિધ્ધ હક છે, છે ને છે. આ પ્રસંગે દેવતાઓ આકાશમાં અને, અપ્સરાઓ સ્વર્ગમાં, મંગળગીત ગાઇ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યાં. દેવના દુંદુભી વાગ્યા. એની પવિત્રતા, શીતળતા તથા નિર્મળતા જોવા નદીના નીર થંભી ગયાં, અને એની તેજસ્વિતા જોઇ દિનકર એવો જે સૂર્ય તે પણ ઘડી ભર દિગ્મૂઢ બની ગયો, કે આ બીજો સૂર્ય કોણ ? આ પ્રમાણે સર્વેનો હર્ષ બ્રહ્માંડમાં સમાય નહિ. બ્રહ્માનંદમાં સમાય પણ આનંદના મોજાં તો ઉભરાયાંજ કરે.

## ૨૬ આશાવરી (પીલુ)

આનંદ આનંદ આજ થયો છે, વિશ્વ બધામાં વ્યાપી રહ્યો છે. આનંદ. ૧
કૃષ્ણ જન્મથી, જગ બધું જાગ્યું સૂરજ બધામાં તું જ રહ્યો છે. આનંદ. ૨

"સૂર્ય" એ, પ્રભુનો પ્રતિનિધિ છે, સૂઓ છે. મનુષ્યનું મન પણ મન-સૂઓ કરે ત્યારે મનનો સમોજ છે. પ્રભુને પ્રણામ કરી ભક્તિથી ભગવાનને વશ કરી લે છે. પ્રભૂજન્મનો આનંદ કેમ નહીં થાય, પોતે કોણ, કયાંના, કયાં આવ્યા છે તેનો જન્મભર વિચાર કરી વર્તન કરવું એજ કર્તવ્ય. અવતાર અવતારમાં પણ ફેર છે. શું ફેર છે? તે સાંભળો.

### ૨૭. દુહો.

કૃષ્ણ જન્મતાં કેદમાં, દેવકી ને વસુદેવ,
પ્રભૂએ પ્રગટી છોડવ્યાં, માત પિતા તત્ખેવ. ૧.
એ પૂરણ અવતારથી, આ અવતાર વિશેષ,
માત પિતા આનંદમાં, દુઃખ નહીં લવલેશ. ૨.
સીયાવર રામચંદ્ર કી જે.

પૂર્ણ અવતાર શ્રી કૃષ્ણનો, પણ તે વેળા તેના માબાપ તો કેદમાં હતાં. કારાગ્રહમાં હતાં. કેમકે જોગમાયા ગોકુળમાં જન્મવાની હતી. આ અવતાર વેળા તો માયાને ભગવાને વિદાય કરી હતી. અને તેને લીધેજ આ અવતાર મોહમાયા દૂર કરી, દૂર રખાવી, ભક્તને તારવા માટે લીધો હતો. એટલે મા-બાપ જરાએ દુઃખમાં નહીં પણ સુખમાં હતા. એટલું આ અવતારમાં પૂર્ણાવતાર કરતાં વિશેષ હતું. પૂર્ણાત્પૂર્ણની પેલી તરફ પણ કાંઇ જોઇએ કેની? કલ્પનાનો કંઇ પાર છે? એ તો પારા પેઠે આરપાર આસપાસ આકાશ સુધી ઓતપ્રોત ઓજસમય, જશમય, અને જયમય વિજયવતી છે. તેથી આવા સકળ શુભગુણ સંપન્ન સુપુત્રની પ્રાપ્તિથી વાહવાહ લીલાલ્હેર થઇ રહે એમાં શું નવાઇ? સકળ શાસ્ત્રજ્ઞ, સંસ્કૃતનો સુજ્ઞ અભ્યાસી, સંસ્કારી સદ્ગુરૂ, ઉપદેશક જગદ્ગુરૂ, પરોપકારી અલૌકિક સૂર્ય પ્રભુ સનાતન ધર્મના (મૂળરૂપે) સ્થાપક અને આ દેહમાં ઉદ્ધારક, દેહરૂપી લૌકિક પંચ-મહાભૂતના બંગલામાં, ભગવાન પોતે આવિર્ભુત થયા. સારા સંતાન થાય તો માતપિતાના નામ અમર કીર્તિવંત થાય છે. જ્યાં પ્રભુ જન્મે તે કૂળ તો શું પણ સગાં વહાલાં ગામ દેશ ચૌદ બ્રહ્માંડ સર્વને સાથેવો મોક્ષસુખનું તેડું આપવામાં આવે છે. પછી જેનું બેડું બુડેલુ હોય તેનો બેડો પાર કયાંથી પડે? રામ નામની લુટ છે. જે બોડું ઝડપે તે ખરો. મુમુક્ષુનું કલ્યાણ થઇ

જાય છે. બાકી તો વ્યક્તિને જોયા કરે તે 'વિભુ'ને વિસરી જાય. મરડાટમાં રહીને મરડાયા કરે. પુત્ર જન્મની બલીહારી છે. પુત્ર તો પ્રાપ્ત થાય, પણ "પું" નામના નરકમાંથી તારે ત્યારે ખરો. જેને પુત્ર નથી, અને જે પુત્ર માટે તલસે છે અને લાલસા રાખે છે તેના દીલાસા માટે એક કવિ કહે છે કેઃ-

**जायमानो हरेद्भार्यां वर्धमानो हरेद्धनम् ।**
**म्रियमाणो हरेत्प्राणान् नास्ति पुत्र समो रिपुः ॥१॥**

મનુષ્યને વ્હાલામાં વ્હાલી ત્રણ વસ્તુઓ છે. પોતાની ભાર્યા, પોતાનું ધન અને પોતાના પ્રાણ. એ ત્રણે વસ્તુઓને પુત્ર હરી લે છે. માટે પુત્ર; રિપુનું—દુશ્મનનું—કામ કરે છે. જન્મે એટલે પોતાની માતા જે પિતાની ભાર્યા છે, તેને હરિ લેય કે મરણ તુલ્ય કરી નાખે. મોટો થતો જાય તેમ જેમાં તેમાં પિતાનું ધન વપરાવી નાખે. મરવા પડે તો પિતાના પોતાના પ્રાણ જતા હોય એવું પિતાને દુઃખ ઉત્પન્ન કરે. અને ન કરે નારાયણને પુત્ર મરી જાય તો પિતા પોતાને મરણતુલ્ય માને. માટે જેને પુત્ર હોય તે ભલે સુખ માને, પણ જેને નહીં હોય તેણે હોંસ કરી હોંસકોસ ગુમાવી હાસ્યને પાત્ર થવાથી શું વિશેષ છે ?

અહીં તો પ્રભુ પોતે પુત્ર રૂપે પધાર્યા જાણી ભાણીબા માતાના હરખ માતા નથી. સુમાતાના હરખ સમાતા નથી. આ પુત્રતો સાક્ષાત્ પ્રભુ ત્યાં પછી શી કમી હોય? કહ્યું છે કે :—

**एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना ।**
**एकेनापि सुपुत्रेण कुलं याति समुज्ज्वलम् ॥१॥**

એક સુવૃક્ષના પુષ્પ સુગંધ પ્રસારી આખા ઉપવનને સુવાસિત કરે છે, એક ચંદ્ર હજારો તારા કરતાં વધુ તેજ આપી તિમિરને દૂર કરે છે. તેમજ એક સુપુત્ર કુળને ઉંચી પાયરીએ ચડાવે છે. પરમ પદ અપાવે છે. સારાં સંતાન માતપિતાના નામ અમર કરી ઉજ્જ્વળ અને કીર્તિવંત કરે છે. કેટલેક દિવસે શુભ મુહૂર્તે માતપિતાએ આ પુત્રના જોશ જોવા જોશીઓને તેડાવ્યા. શું કહે છે ?

૨૮. (દાસની મઢીને પાવન કરો, જોશીરાજ દાસની મઢીને પાવન કરો).
પુત્રના જોશ તમે જોઈ દીયો, જોશીરાજ, પુત્રના જોશ તમે જોઈ દીયો.
રાશી જોઈ નામ રૂડું કહી દીયો, જોશીરાજ, પુત્રના જોશ તમે જોઈ દીયો.

જોશી તેડાવ્યા. પોતે જોશી, પણ પોતાના જોશ પોતે ના જુવે. કુદરતનો કાયદો. પોતે જોય તો પણ બીજાની સલાહ હોય તો સારૂં કેની? પોતાનાં

ન્યાય પોતે ના કરવો. કાયદો હાથમાં ન લેવો. ડાકટર બીજા ડાકટરની દવા ખાય. એમાં તેની સલામતી અને ગૌરવ. કથાકાર બીજાની કથામાં બેસે એમાં તેની નિરભિમાનતા. જ્ઞાની જ્ઞાનીને ઓળખે. ચોર ચોરને પકડે. જોશીઓએ પોતાનો નાતો તેથી શાસ્ત્રી તુળજાશંકરની શરમે તેને માન આપવા પધારી પુત્રના જોશ જોવા લાગ્યા. તુળજાશંકર પૂછે છે.

કેવાં શુભ મૂહૂર્તે પુત્ર પ્રસવ્યો, આગળ કેવાં એ કરશે કર્તવ્યો,
ભવિષ્ય સાચે સાચું કહી દીયો, જોશીરાજ, પુત્રના જોશ તમે જોઇ દીયો.
જોશીરાજ પુત્રના જોશ તમે જોઇ દીયો, રાશી જોઇ નામ તમે કહી દીયો,
જોશીરાજ. ૧.

જેના રચેલા બાંધેલાં ગ્રહો તે સર્વે ગ્રહો સ્વગ્રહે હોય એમાં શું આશ્ચર્ય ? સાક્ષાત્‌પ્રભુ સમુદ્રની લક્ષ્મી—ચંચળ લક્ષ્મીને, કબજે કરનાર, તેના પર પોતાનું સ્વામિત્વ સ્થાપિત કરનાર, કૌસ્તુભથી શોભતા હીરા માણેક મોતીના પ્રિય-મિત્ર અને સ્નેહી, એવા શ્યામ સુંદરનું નામ અને રૂપ શું ? માત્ર આકાર રૂપે સગુણ વ્હેવાર કરવા માટે, અને ભક્તોને સુખ દેવા, ઓળખે તેને મોક્ષ દેવા—નામ ધારણ કરે છે. જોશી કહે:—

## ૨૯. દરબારી કહાનડો.

**છે સૂર્યનો નંબર પહેલો, શ્રી મુખથીજ પ્રથમ કહેલો,**
**શંકરનો છે હેલો, છે સૂર્યનો નંબર પહેલો.**
**ગોસા કુંભ છે રાશી એની, કુંભમુનિ સમ ફરશે.**
**બેધ નિડર થઇ દેવા માટે, કથા અલૈકિક કરશે. છે સૂર્યનો ૧**

સૂર્યને અને શંકરને તેજસ્વી જાણી, માયાને બાળતી વેળા, અંધારૂં કાઢવા, ભગવાને તેડાવેલા, ત્યારે સૂર્યનો નંબર પહેલો મુકયો છે. અને નામ પાડવામાં “શંકર”નો તેની પછી નિર્માણ કર્યો છે. ગોસા કુંભ અને સ થી શરૂ થતાં નામો કુંભ રાશીના છે અને એની રાશી કુંભરાશી આવે છે. યોગ-વાસિષ્ઠમાં કુંભમુની વેશધારી થઇ ગગન ગમન કરતા બોધ દેતા હતા, એવો સિદ્ધિવાળો આ પુત્ર થશે. કુંભમુની એરોપ્લેઇનમાં—વિમાનમાં બેસતા. આ પણ વિમાન એટલે વિશેષમાન પામશે અને જે કોઇ એની નિંદા કરશે, અથવા એનું માન ઓછું કરવા મથશે, તો એ વિ+માન એટલે અપમાન સહન કરશે, અને વિ=પક્ષી, અને માન=માપ તેથી આ સંસાર વૃક્ષના જીવ અને ઇશ્વર એ બેઉ પક્ષીનું માપ યથાર્થ કરી જીવને શીવ રૂપે સ્થાપન કરશે.

**કુંભોદ્‌ભવ જે રૂષિ અગસ્તિ સમુદ્ર પાન કરનારો,**
**તેવો આ ભવસાગર ઉપર, પાજ બાંધી તરનારો,**
**છે સૂર્યના. ૨**

કુંભમાંથી ઉત્પન્ન થનાર અગસ્તિ મુનિ, સમુદ્રપાન કરી ગયા. તેમ આ ભવ સાગરમાં સમુદ્રયાન કરનાર, તરે ને તારે. જરૂર જીવનની જ્યોતિને જોશે. ચોગડો શું કહે છે ?

**૩. કવાલી.**

ચોગડે ચાર તું કહેજે, જીવનની જ્યોતિને જોજે. ૧.

મારે સૂર્યને પ્રથમ મુકો અને ત્યાર પછી સાથે સાથે શંકરની સ્થાપના કરો, એટલે એ તેજરૂપી ભેળા મળી સૂર્યશંકર નામ આખા જગતને પુરતો પ્રકાશ આપશે.

કહાનડો

**સૂર્યશંકર યોગ્ય નામ છે. કામ કીર્તિના કરશે,**
**એની કથાથી ભકતો તરશે, સૌ ભવપાર ઉતરશે. છે સૂર્યના. ૩**

સૂર્યશંકર એ નામાભિધાન આ સુપુત્રના ગુણ લક્ષણ જોતાં યોગ્યજ છે. સર્વે શુભ ગ્રહો કેંદ્રસ્થાને છે. ઓળી પોળી પીપળપાન, ફઇબાએ પાડયા "સૂર્યશંકર" નામ, સૂર્ય જેમ પૃથ્વીને પાળે પોષે છે, ધાન્ય પકવે છે, પ્રકાશ આપે છે. અને શંકર જેમ પોતે ભસ્મ ચોળે પણ ભકતને વરદાન દઇ સહુ કાંઇ આપે છે. તેમ આ સૂર્યશંકર પ્રભૂ પણ પરોપકારી થઇ બૈરી છોકરાંનો વિયોગ વેઠી હરેક શુભ પ્રયત્ને ભકતને ભગવાન સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવશે અને પોતે ભગવાન છે એમ નહીં કહેતાં, સુચનામાત્ર પ્રભુની મૂર્ત્તિને અડાડેલા હાર પોતાની ડોકમાં નાંખવા દઇ પોતાનું પ્રભુત્વ પુરવાર કરશે.

**કુટુંબ ગામને ન્યાત-સગાં સહુ, દેશ રાજ્ય ને મુક્તિ;**
**સાતે ભુવન સુધારી દેશે, જાણે સર્વે જુક્તિ. છે સૂર્યના. ૪**

અભિમન્યુએ સાત કોઠા જીત્યા. પણ સપડાઇ મુવો. "કાકા આવનીરે" "કાકા આવનીરે" બૂમો પાડી; પણ ભીમકાકો આવ્યો નહીં અને અભિમન્યુ ફાવ્યો નહીં. પરંતુ આ સૂર્ય પ્રભુ તો સાત ભૂમિકાને પ્રકાશ આપી સાત ભુવન દીપાવશે. સાત કોઠા—સાત ગ્રહ સુધારશે. સ્વગ્રહ, માતપિતા—કુટુંબ, ગામ, ન્યાત, દેશ, રાજ, મોક્ષ. એજ સૂર્યના સાત મુખનો અર્થ છે. તે

સપ્તમુખી અશ્વ ઉપર બીરાજનાર સૂર્ય, કીર્તિના કીરણો પ્રસારી જગતનું અંધારૂં દૂર કરશે. અને અવની પર જ્ઞાનદીપક પ્રગટાવશે.

**પ્રભુની લીલા. પ્રભૂ ચરિત્રો, જાહેર કરશે જેના.**
**તે સઘળા એના થઈ જાશે, અહો સબળ છે એના. છે સૂર્યનો. ૫**

કીટ ભ્રમરી ન્યાય છે. કીડાને ચટકો દેતાં ભમરી, કીડાને ભમરી બનાવી દે છે. તેમ જે, પ્રભુના જશ ગાય છે, અને પોતાનું આખું જીવન પ્રભુમય બનાવે છે, તેનામાં આપોઆપ પ્રભુપણું પ્રદીપ્ત થાય છે. પણ તે ઓળખનાર થોડા છે. જે શ્રદ્ધા રાખી ઓળખી લેશે, તેનો બેડો પાર છે. જે કોઇ સંશય રાખશે તેના સંદેહથી તે ભવસાગરમાં ભટક્યા કરશે; અને તેને પાછલો પસ્તાવો રહી જશે કે ઘેર બેઠા આવેલી ગંગાનું આચમન કીધું નહીં. જ્ઞાનગંગામાં નાહ્યા નહીં, સાક્ષાત્પ્રભુને ઓળખ્યા નહીં. માટે આવેલો શુભ લ્હાવો આનંદથી લઇ લો.

## ૩૧. ધોળ.

**સખી આજનો લ્હાવો લીજીએ રે, કાલ કોણે દીઠી છે. સખી.**
**ફુલની ગાદી ને ફુલના તકીઆ, ફુલના બીછાનાં બીછાવીએરે.**
**કાલ૦ ૧.**

વાડીમાંના ફૂલ કેવાં પરોપકારી છે! કોને કોને સુગંધ આપે છે? જે એને તોડે છે, વીંધે છે, બાંધે છે, તેને પણ “હાર” આપી તેને ગળે વળગી, તેની કોટે કોટી કરી ડોક શોભાવે છે. ભીષ્મની બાણોની શૈયા, બાવાની ખીલાની શૈયા, અને પ્રભૂની પુષ્પની શૈયા, એ બધી કર્મની ભિન્ન ભિન્ન ગહન ગતિ છે.

**સોનાના સોગઠાં ને હીરની ચોપાટ,**
**હીરાના પાસા ઢળાવીએરે, કાલ૦ ૨.**

આ જગત સોગટાં બાજીની રમત છે. બાજીગર પ્રભુ ખેલ ખેલાવે છે.

## ૩૨. કવાલી.

કામીલ કામ કમાલ કીયા તુને ખ્યાલસે ખેલ બનાય દીયા.
નારાયણનો ખેલ, ખ્યાલ એટલે વિચાર માત્ર છે.

**विचार्य पश्यामि जगन्नकिंचित् । स्वात्मावबोधादधिकं न किंचित् ॥१॥**

આ વિચારની બાજી, વિચાર વાણી અને વર્તન વડે આપણામાંથી જે સુયોધન થઇને સુધી રમે છે, તે સુખી થાય છે, જે દુર્યોધન થઇને દ્વેષ કે નિંદાની પ્રપંચી બાજી રમે છે તે દુઃખી થાય છે. સત્યમેવ જયતે.

**સોનાનું પારણું ને રેશમની દોરી,**
**હરખે શ્રી નાથજી ઝુલાવીએ રે, કાલ૦ ૩.**

આનું નામ ભક્તિ કહેવાય. દુનીયા ઝુકતી હે, ઝુકાનેવાળા ચાહીએ. સારી દોરી પકડી પારણું ઝુલાવવું. ખોટું પૂછડું પકડી પછડાવું નહીં. હું બ્રાહ્મણ, માટે સહુથી મોટો, એમ મોટાઇનું પૂછડું પકડવામાં પ્રભુ નારાજ થઈ તારાજ કરે છે. એ પર એક જાણીતું દૃષ્ટાંત છે, એ કોઇ પણ કોમને લાગુ પડી શકે છે. સર્વ સામાન્ય દૃષ્ટાંત છે એક માએ પોતાના દીકરાને શીખામણ આપી કે ભાઇ પકડેલું છોડીએ નહીં **प्रारब्धस्य अंतगमनं द्वितीय बुद्धिलक्षणम्।** જે શરૂ કર્યું તે હેડ સુધી છોડવું નહીં એ બીજું બુધ્ધિ લક્ષણ છે. આ છોકરો છેક દીન અને અનાથ હતો. નિરાધાર છતાં એ માતૃવત્સલ અને આજ્ઞાકારી હતો. તેની માએ તેને બજારમાં શાક લેવા મોકલ્યો: વરસાદના દીવસ તેથી બજારમાં કાદવ હતો. ગરીબ તેથી પગમાં બૂટ પહેરેલા નહીં. કાદવમાં પગ લપસવાથી તે પડી ગયો. આગળ એક ગધેડો ચમકીને દોડયો, તેનું પૂછડું હાથમાં આવ્યું તે તેણે પકડી લીધું. જેમ જેમ પૂછડું ખેંચે તેમ તેમ ગધેડાને "ખેંચ પકડ મીજે જોર આતા હે" થવા માંડયું. આગળ ગધેડો અને પાછળ પૂછડું પકડી, ઘસડાતો પછડાતો પેલો દુરાગ્રહી બિચારો લોહીલોહાણ થવા લાગ્યો. લોકો કહે અલ્યા છોડ દુરાગ્રહ છોડ, એમાં તારૂં કંઇ નહીં વળે. એમાં શો માલ બળ્યો છે? નાહક શું કામ હેરાન થાય છે? આ તુચ્છ ઉપાધિ શી? તે કહે મારી માએ કહ્યું છે કે "પકડેલું છોડવું નહી." ભાઇઓ ચારે વર્ણમાં બ્રાહ્મણ મોટો, પહેલે નંબરે. ભગવાનની છાતીમાં પાટુ મારનાર. એ બધી વાત ખરી, એમાં શંકાને સ્થાન હોય નહીં. પણ તેમની એ મોટાઈ કંઇ બીજી કોમોને ધિક્કારવા માટે કે તેમનું મફત ઓઇયાં કરવાં માટે નહીં, પરંતુ તેમનું ભલું કરી દયા તથા સમદૃષ્ટિ રાખવા માટે છે. તેથી આપણે સર્વ કોમને મોઢેથી તેમજ મનથી માન આપી સાધારણ રીતે સમાન ગણી સન્માન આપી આનંદમાં રહેવું.

**વાણીના મહેલા, ને આનંદની હેલી,**
**સુખને સરવડે ભીંજાઇએ રે કાલ૦ ૪**

**વલ્લભના સ્વામી પ્રભુ રસિકશીરોમણી,**
**વળી વળી મુખડાં નિહાળીએ રે. કાળ૦ ૫**

માટે એમનું કથામૃત પાને લોકો આનંદ લેશે એમ જોશીઓએ સૂર્ય પ્રભુના માતપિતાને કહી દીધું. અને એમની કથા કેવા પ્રકારની થશે તે પણ પ્રથમથીજ કહી મુક્યું. પુત્રના લક્ષણ પારણેથીજ જણાય છે.

**यस्य सुकथा माधुर्यात् लज्जिता स्वर्गता सुधा ।**
**गोस्तनी शुष्कतां याता शैल्यं शर्करया धृतम् ॥१॥**

એમની કથાની અમૃતસમ મીઠાશથી લજવાઇને અમૃત, સ્વર્ગમાં, દેવલોકમાં, ચંદ્રલોકમાં, કે ક્ષીરસાગરની તળીએ દોડાદોડ અને નાસભાગ કરશે. કથાની મીઠાશ પોતાનાથી ચડે છે એમ જાણી દ્રાક્ષ સુકાઇને ચીમડાઇ જશે. અને શાક્કર તો એવો કેર કરશે કે કર્મની કઠણાઇ સમજી, જે તેને જીભપર મુકશે તેને કકરી કકરી લાગશે. આવો શ્રીમુખના કથામૃતના સ્વાદનો અલભ્ય લાભ લેતાં લોકો ધરાશે નહીં. જે આગળ પર થનાર છે તેને સંસ્કૃત શ્લોકમાં કવિ અત્યારથી થઇ ચૂકયું હોય એમ વર્ણવે છે. એ કવિની દીર્ઘદૃષ્ટિ, નિર્માણનિદાન, અને શુદ્ધ શ્રદ્ધા પ્રદર્શિત કરે છે, પરંતુ જે અધિક ડાહ્યા હશે, અથવા જેના નેત્રકમળમાં કમળો હશે, તેને પીળું પીળું દેખાશે. પીળું સોનું પણ પીત્તળ દેખાશે, એ તેમનું હૃદય સુનું હોવાની સાક્ષી પુરે છે. પ્રભુના પીળા પીતાંબર તો તેને પણ દેખાશે, પરંતુ તેમના પીળા પડળમાં અદેખાઇ ઈર્ષ્યા હોવાથી કથા ખારી છે એમ તેઓ કદાચ કહેશે. એ પર એક દૃષ્ટાંત છે.

એક કીડી હતી. કીડી તે શાકેરના પહાડ ઉપર રોજ રોજ મીઠાશ લેતી હતી. અને સદાએ હું એ સત્સંગના સ્વાદિષ્ટ શિખર પર રહી મીઠાશ લેયાં કરીશ એમ આનંદ માનતી હતી. કોઠીમાં હતો ગોળ, તેમાં પેઠો મંકોડો. તે મંકોડો લાલચમાં ને લાલચમાં પેલા ગોળમાં ગરક થઇ લપટાઇને મરી ગયો. જે વિષયમાં મંડયો રહે છે. મચ્યો પચ્યો રહે છે તેના એ હાલ થાય છે. પણ સત્સંગમાં કે કથામૃતમાં કે પ્રભુભકિતમાં રસ લેતો ભક્ત તો તરબોળ થઇ એમ કહેશે કેઃ—

**૩૩. પદ**

વ્રજ વ્હાલું રે, વૈકુંઠ નથી જાવું, ત્યાં સૂર્યશંકર કયાંથી લાવુંરે, વ્રજ ૧.

કથામાં કાયમ હાજરી આપનારી તે શાકેરના પહાડ પરની મીઠાશ લેનારી ભકત સ્ત્રી પોતાની સખીને એક દહાડો કથામૃતની મીઠાશ ચાખવા સાથે

તેડી લાવી. એક કીડી શાકેરશિખર પર સ્વાદ લેતી બેઠી. પ્રભુનું મહત્વ જોતાં આપણે સર્વે જીવો કીડીથી પણ સુક્ષ્મ છીએ. પહેલી કીડી પોતાની બેનપણીને પૂછે છે, બેન શાકેર કેવી ? તો કે ખારી, અરે તારી ભલી થાય ! કોઇનું હેંડબીલ મળી ગયું કે શું ? કે કોઇ કેકાણેથી કાન ફુંકાયા ? આવી કથા ખારી કેમ લાગે ? પછી તેણે બેનપણીના મોંમાં તપાસ કરી. તો તે કોઇ અગરના ડુંગરમાંથી મીઠાની રજકણ લઇ આવી હશે તે રજ મોંમાં ભરાઇ બેઠેલી. તે તેણે મહા મહેનતે કાઢી નાંખી ત્યારે બેનપણીને પણ પછી શાકેરની મીઠાશ મિષ્ટ લાગવા માંડી. આવી વાત છે. માટે મલીન અંતઃકરણ નહીં રાખતાં શુદ્ધ હૃદયથી અને શુધ્ધ બુદ્ધિથી જાતે પોતે સ્વાનુભવ લઇ અભિપ્રાય બાંધીએ તો એમાં ભુલ થવા ભાગ્યેજ સંભવ રહે. તાત તુળજાશંકર પૂછે છે,

આગળ કેવાં એ કરશે કર્તવ્યો,
ભવિષ્ય સાચે સાચું કહી દીયો,
જોશીરાજ પુત્રના જોશ તમે જોઇ દીયો.

જોશી કહેવા લાગ્યા કે એ મહાન કથાકાર થશે સૂર્યપ્રભૂ આવી મીઠીને વળી મોહક મધુર કથા કરશે એવા જોશીના મુખના વચન સાંભળી માતપિતા ખુશ ખુશ થઇ ગયાં. અને આ સુપુત્રની સર્વ સ્થળે વાહવા થવા માંડી. પુત્રના લક્ષણ પારણેથી ને નવી વહુના બારણેથી. હવે સૂર્યપ્રભુનો જન્મ થયો જાણી દર્શન નિમિત્તે એક દીવસ શંકર જોગી વેશે પધાર્યા. મિત્ર મિત્રને કોઇ પણ મીષે મળે એમાં શું નવાઇ ?

૩૪. (ગોરે ગોરે ગાલ કો ગુમાન છોડ.)

દેખોરી એક બાલા જોગી, દ્વાર તેરે માઈ આયો હે.
વ્યાઘ્રાંબર પીતાંબર શોભે, ગળે નાગ લપટાયો હે. દેખો.
ભીક્ષા લેકર આઇ નંદરાણી, શંકર શીશ ધુનાયો હે,
લેવો ભીક્ષા જોગી જાવો આસનપે, મેરો બાલ બીહાયો હે. દેખો. ૧

આનંદ રાણી ભાણીબા ભીક્ષા દેવા આવ્યા, પણ શંકર લેય શાના ? શંકરને કંઇ મોહમાયાનો લોભ છે ? એ તો ભસ્મ ચોળે. એને તો માત્ર પ્રભુના દર્શનની લાલસા. શું કહે છે ?

ના જોઇએ તેરી દોલત દુનીયા, ના જોઇએ તેરી કાંચન માયા,
અપને પ્રભૂકા દર્શન પાઉ માયા દેવીને બતાયા હે. દેખો. ૨.

શંકર આ પ્રમાણે દર્શન કરીને ગયા તો ખરા. પણ સાનમાં સમજાવતા ગયા કે તમે કથા કરશો ત્યારે હારમોનીઅમ પેટી વગાડવા હું આવીશ. મને માયા દેવીએ કહ્યું કે ભગવાનના દર્શન કરી આવો; તેથી હું આવ્યો છું. એમ કહી શંકર અદૃશ્ય થઇ ગયા.

હવે સૂર્યપ્રભૂ દિનપ્રતિદિન મોટા થતા ગયા. લાડકોડ પૂરા પડવા માંડયા, સૌને વહાલા લાગે. પરંતુ પુત્રરૂપે પ્રગટેલા તેથી પ્રભૂતા બતાવે નહીં; પણ મનુષ્યના અટકચાળા કરે.

એક દિવસ "જયદેવ" દાદાજી કેડમાં સૂર્ય પ્રભૂને લઇને અગાશી પર ઉભા છે. અને પ્રભૂએ પોતે રચેલા આકાશ તરફ દૃષ્ટિ કરી તો આકાશમાં એક કાગડો ઉડતો જોયો. કાગડાને જોઇ તે કહે "દાદા કાગડો, દાદા કાગડો" એમ અનેક વાર પ્રભૂ બોલ્યા. પણ દાદાનો પ્રેમ અને દાદાની પ્રેમવાત્સલ્ય સહનશીલતા અલૌકિક, ખુશ થતા જાય, હરખાતા જાય, મલકાતા જાય, અને હરેક વેળા, થાકયા વગર કે કંટાળ્યા વગર, કહેતા જાય કે "હા દાદા કાગડો" પણ એમ નહીં કહ્યું કે "હા, ભાઇ કાગડો". પૂર્વજોના શ્રાદ્ધવેળા જે કાગડા કા કા કરે છે તેમાંનો આ કાકભૂશંડ હતો.

## ૩૫ મરાઠી સાખી

**માત પિતા ને વડીલ કેરૂં, માન જાળવી ચાલે,**
**આજ્ઞા પાળે પ્રેમે સઘળી, વર્તે પુરણ વ્હાલે,**
**તોયે નાંહી વળે, એ એ એ, આભાર માત પિતાનો,**
**ધન્ય વડીલને.**

સર્વ સચ્છાસ્ત્ર વિહારી ભગવાન વ્યાસ જેવો સર્વ વાતે કુશળ એટલે ચતુર કાગડો—ગગનવિહારી વાયસ જોઇને, તેને બતાવીને સૂર્ય પ્રભુ એમ સૂચવતા કે હું સર્વ શાસ્ત્રમાં વાયસ જેવી ચકોર દૃષ્ટિ રાખી બેઉ બાજુએ દૃષ્ટિ કરી યથાર્થ શાસ્ત્રાર્થ ન્યાય આપીશ; એટલુંજ નહી પણ કાગવાસ નાખી શ્રદ્ધા પૂર્વક શ્રાદ્ધ કરીશ. અને શ્રાદ્ધ પર સૌને શ્રદ્ધા બેસાડીશ. અને નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ પ્રભુએ પીંડ મુકી કરાવ્યું હતું, તેમ જયદેવના કૂળના પૂર્વજોના શ્રાદ્ધના—પીંડ સૂર્ય પ્રભુ સચ્છાસ્ત્ર આધારે વિધિ પુરઃસર મૂકશે. વડીલોનો અગાધ પ્રેમ અને વાત્સલ્ય ભાવ જોતાં આવાં આવાં પુત્ર કર્તવ્ય કંઇજ હિસાબમાં નથી. પરંતુ આ વીસમી સદીમાં ગોળમાંથી ગળપણુ ગયું અને સગાંમાંથી સગપણુ ગયું, એમ કહેવાય છે. અફસોસ છે

કે વૃદ્ધ વડીલોની સરળતા વિસરાઇ ગઇ છે. એવી સરળતા વિના મુક્તિ પણ ક્યાં મળે એમ છે? સૂર્ય પ્રભુએ, પોતાના પુજ્ય પિતાશ્રીએ સ્થાપેલ "જયદેવ પાઠશાળા" નીભાવવા માટે હરેક પ્રયત્ન ચાલુ રાખ્યો છે. એ શુભ પ્રયાસથી વડીલોના વ્હાલનો લક્ષાંસ પણ બદલો વળશે એવી એમની શુભ ઉમેદ પાર પાડવા જોડીઆની જયદેવ પાઠશાળાને હરેક રીતે સહાય કરવા તત્પર થવું જોઇએ. વડીલોની આરતી સુપુત્ર ઉતારે તો તે સેવા પણ વડીલોના પુણ્ય વડે સુપુત્રની સુકીર્તિને ઉજ્વલ કરે છે. ભલે, હાલ તો આપણે સુ રતી એટલે સારો પ્રેમ જેનામાં છે. એવા સુરતી ભકતો સૂર્ય પ્રભુની આરતી ઉતારીએ.

## ૩૬. આરતી.

જયદેવ જયદેવ જય જય જશવંતા,
  પ્રભુ જય જય જશવંતા,
જગદીપક કુળદીપક (૨) પ્રગટ ભગવંતા. જયદેવ. ૧

હવે સૂર્ય પ્રભુ નિશાળે ભણવા જેવા થયા. નિશાળમાં ઇતિહાસ ભૂગોળ ગણિત શીખવે તો તેમાં બરાબર લક્ષ રાખે નહીં. પોતે તો પ્રહલાદની પેઠે, પ્રભુના પાઠ કરે. સ્વરૂપને સમજે. ધર્મ શાસ્ત્ર, વેદ, વેદાંગ, જોતિષ, વગેરે તત્વજ્ઞાન, ન્યાય, વ્યાકરણ, વેદાંતમાં મસ્ત રહેવા લાગ્યા. પાટીયા પર ધૂળ નાંખવાને બદલે વિષયવૃત્તિ પર ધૂળ નાંખી બ્રહ્મચર્ય પાળ્યું, તેથી જો કોઇ સૂર્ય પર ધૂળ નાંખે તો તે પોતેજ છંટાય એવો કુદરતનો કાયદો સિદ્ધ થયો.

## ૩૭. નારાચ.

ભૂગોળ ગોળ દેખી ગોળ ગોળ થાય પેટમાં,
ઇતિહાસ દેખી હાસ્ય થાય. શીદ નાંખ્યા વેઠમાં,
ગણિતને શું ગીત ગાય, એકના અનેક છે,
પ્રભૂ સ્વરૂપમાં રમે, પ્રહલાદનોજ ટેક છે. ૧

જ્ઞાન ભકિત એજ જેને સર્વોપરિ છે, તેજ જગદ્દગુરૂ થઇ શકે છે. પ્રભૂ પોતે સ્વરૂપમાં રમે એમાં શું આશ્ચર્ય? જેને તેને "શ્રી હરી" "જે હરી," કહ્યાં કરે. દશમ પુરૂષને યાદ કરે. દશ શું કહે છે?

## ૩૮. કવાલી.

દશ તું દીલમાં કહેજે, સુરજના "શ્રી હરી" કહેજે. ૧

દશમ પુરૂષનું દષ્ટાંત એવું છે કેઃ—દશ મુસાફર નદી તરી પેલે પાર જવા નીસર્યા. સામે કાંઠે આવ્યા તો ખરા, પણ દરેકને ભ્રમ થયો કે આપણે દશ હતા તે હવે નવ કેમ થયા? દરેકે ગણવા માંડયું, પણ સ્વરૂપનું ભાન ભુલી પોતાને ગણે નહીં, એટલે નવજ થાય તો! તે તો મોટે સાદે રડવા લાગ્યા, કે દશમ પુરૂષ પંચત્વને પામ્યો, દશમો મરી ગયો. એવામાં એક ઘોડેસ્વાર જતો હતો તે કહે ભાઇ કેમ રડો છો? શું થયું? તેઓ કહે દશમ પુરૂષ અજ મર ગયો. તે પુછે છે શું તે અજમેર ગયો? તેઓ કહે, ના. ના. આજે મરી ગયો. સ્વારે એ બધાને ગણી જોયા તો દશેદશ હતા. તેણે કહ્યું કે તમે બધા મળીને દશ છો કોઇ મરી ગયું નથી. પણ એમ કહેવાથી તેઓએ એનો ઉપદેશ માન્યો નહીં, ત્યારે સ્વારે પોતાની ચાબૂક હાથમાં લઈ દરેકને અકકેક લગાવી, સૌના દેખતાં અકકેકને તે મારતો ગયો અને બીજી તરફ કહાડતો ગયો, આમ ગણી બતાવ્યા ત્યારે તેમની ખાત્રી થઇ કે દશમ પુરૂષ જીવે છે. ગુરૂની ચાબુક લાગ્યા વિના ભ્રાન્તિ જાય નહીં" ચાબુક તેજ ઍકટીંગ ને તેજ ખખડાટ ભભડાટ ને કુદાકુદ. એથી સ્વરૂપનું ભાન થાય. હતા તો દશ પણ દશમ પુરૂષનું ભાન નહીં, સ્વરૂપને ભુલી ગયા હતા. માટે કહ્યું છે કેઃ—દશ તું દીલથી કહેજે, સુરજના શ્રી હરિ કહેજે." નાનું મોટું જે બોલાવે તેની સાથે "વિનય" એ જેની વિભૂતિ છે, તેને પ્રભૂતા કેમ નહીં મળે? આથી સૂર્ય પ્રભુની પ્રભુતા દિનપ્રતિદિન--પ્રસરતી ચાલી, પોતે નૈયાકરણીના અને વૈયાકરણીના ઝગડા પતાવવા લાગ્યા. એમનું વ્યાકરણ પણ તત્વજ્ઞાનથી ભરપૂર, જગતનું મૂળ શોધી ભાષાનું મૂળ શોધી, સ્વરૂપ પ્રાપ્ત કર્યું, પોતાને ઓળખ્યા. ડાળપાંખડાને પાણી નહીં સીંચતાં મૂળને સીંચી ફળફૂલ પામ્યા. અને ધૂળ નાંખનારની આંખમાં ધૂળ પડતી અટકાવી તથા ખાડો ખોદે તે પડશે એમ જોઇ તેમનું પણ કલ્યાણ કરવા તરફ કર્તવ્ય માન્યું. નૈયાકરણીઓને તથા વૈયાકરણીઓને પણ વેદાંત વ્યાકરણ ભણાવ્યું.

**૩૯. નાથ કૈસે ગજકો બંધ છોડાયો**

**ચરણને શરણ વ્યાકરણ લઇ જાયે,**
**ઝટ જીવન મુક્તિ થાયે, ચરણને.**
**સવારે ઉઠી ક્રિયાપદ કરીએ સાંજે અવ્યય ધ્યાન ધરીએ,**
**રાતે નામ ને સર્વનામ લઇ, ભવસાગરને તરીએ. ચરણ-૧**

સવારે ક્રિયા, નિત્યનૈમિત્તિક કર્મ, સાંજે અવ્યય નિરંજન નિરાકાર. રાતે માળા ફેરવી નામ સર્વનામ, લઇ સૂઇ જવું કે જેથી ખરાબ સ્વપ્ના આવે નહીં.

**જીવને ઈશ્વર ઉભયાન્વયી, અવ્યય સંખ્યા કરીએ,**
**ક્રિયા અકર્મક નિષ્કામી કરતાં, "અક્ષર" થઈને ફરીએ. ચરણુ૦ ૨**

જીવ અને ઇશ્વરનું ઐક્ય જોઇ અવ્યયનું સંધિસ્થળ હરેક સ્થળે "અવ્યય"નું સૂચન કરે છે, એમ ખાત્રી કરી લેવી. અને નિષ્કામ કર્મ કરી અ + ક્ષર થઇ ફરવું. કે જેથી ખરી પડાય નહીં કે ખરી જવાય નહીં. પણ અમર પદ મળે.

**સકામી ક્રિયા સકર્મક થાતાં, સ્વર્ગે નર્કે લઇ જાયે,**
**અવ્યયે એકડો, ક્રિયાપદ હીણો, જ્ઞાની અકર્મી જણાયે; ચ૦ ૩**

સકામ કર્મ સ્વર્ગ નર્કે લઇ જાય. અવ્યયને ઓળખવામાં પહેલા નંબરનો જ્ઞાની પણ કર્મ સંધ્યાદિ નહીં કરતો હોય તો એ જ્ઞાનીને પણ અકર્મી ગણવામાં આવે છે.

**ક્રિયાપદને "કાળ" ખરો પણ, કર્તાનું હું પદ ટાળો,**
**તો તો કાળની ફાળ ન ચાલે, સ્હાય કરે કૃષ્ણ હળો. ચ૦ ૪**

ક્રિયાપદને ત્રણ કાળ. ભૂત, ભવિષ્ય અને વર્તમાન. તેમજ મનુષ્ય પોતે કર્મને માને અને ક્રિયા કરે તેથી તેને "કાળ" નો ભય ખરો. જેવી જેની ક્રિયા. જેવા જેના કર્મ. સ્વર્ગ નર્ક મળે. સ્વર્ગમાં પુણ્ય ફળ અને નર્કમાં પાપફળ ભોગવવા રોકાવું પડે. તેથી અમર ન થવાય, મુકિત ન મળે. પણ "કર્તા"નું હું પદ ટાળે તો મુકિત મળે, કાળ ચળે, સદા વર્તમાન-વિદ્યમાન–અમર થવાય. "પ્રારબ્ધ" પણ પછી કહેવા માત્ર

**વિશેષણ ગુણ સંખ્યા વાચક, અદ્વૈત સાંખ્ય જણાવે,**
**ગુણાતીત થઇ, દ્વૈતને કાઢો, તો સુખ સઘળાં આવે. ચ૦ ૫**

વિશેષણ ગુણ વાચક હોય, તો સત્વ, રજ ને તમો ગુણ કાઢી ગુણાતીત થવું અને સંખ્યાવાચક હોય તો સાંખ્યશાસ્ત્ર શીખી પુરૂષ પ્રકૃતિનો ભેદ કાઢી પુરૂષોત્તમ થવું.

આ પ્રમાણે સૂર્યશંકર પોતે આકાશમાંના સૂર્યને કૈલાસમાંના શંકરને, અને વૈકુંઠમાંના હૃદયસ્થ વિષ્ણુને વિવેકે વંદન કરી કૃષ્ણ ભકિતની રમતો રમવા લાગ્યા. તથા મીરાં વગેરેના પ્રેમ ભકતના પદો ગાવા લાગ્યા.

## ૪૦ પદ

**પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની.**
**જળ જમનામાં ભરવા ગયાતા, હતી ગાગર માથે હેમનીરે. મને. ૧**

ભવસાગરની જમના રૂપી સરિતામાં પુણ્ય રૂપી જલ ભરવા માટે આ મનુષ્ય દેહ છે. એ કાયા પોતે હેમની ગાગર છે. ને ગાગર લઇને જીવ પોતે શીવ થવા કોશીશ કરે છે, માટે જગતમાં જન્મીને સર્વને ઉપયોગી થવું. છોકરૂં જન્મે છે, કે તરત સગાંવ્હાલાં માયા કરવા માંડે છે. જે છોકરૂં ઘણે અંશે મુકત છે તેને બંધનમાં નાખે છે, અનેક લાડ કરે છે. અનેક વસ્તુઓ આપી પોતાના સ્નેહમાં, સગપણમાં, અને સંબંધમાં વધારો કરે છે. તેમ તેમ સ્નેહની સાંકળમાં છોકરૂં વધારે ને વધારે બંધાતું—જકડાતું જાય છે, પણ પછી ઘણે ઠેકાણે એમ જોવામાં આવે છે કે સગાઓ છોકરાંને પોતાના જેવા ભવસાગરમાં ડુબકી મારતાં શીખવે છે, પણ તરવા દેતા નથી અને તારતા પણ નથી.

## ૪૧ ચોપાઇ

એક કહે થાઊં તારો કાકો, તને અધર્મી કરૂં પાકો,
એક કહે થાઊં તારો બાપ, તને કરાવું પૂરણ પાપ,
એક કહે થાઊં તારો ભાઇ, તને કરાવું કર્મ કસાઇ,
એક કહે થાઊં તારો સખો, તારા ભજનમાં કરૂં ડખો,
એક કહે થાઊં તારી નારી, તને કરી દઊં ભ્રષ્ટ ભારી. ૧.

પરંતુ સૂર્ય પ્રભુના સગા વ્હાલા એવા નહીં હોં. તેઓ તો સ્નેહી લાયક અને સુજન છે. તેથી સૂર્ય પ્રભુએ મોટે થતાં તેમનું હિત વધારવા તરફ અને હરેક પ્રયત્ને તેમનું શ્રેય કરવાની જ વૃત્તિ રાખી. એ પ્રમાણે વ્હેવાર સાચવવા છતાં સૂર્ય પ્રભુ પરમાર્થ ભૂલ્યા નહીં.

**કાચે તે તાંતણે હરજીએ બાંધી જેમ ખેંચે તેમ તેમનીરે. મને. ૨**

પ્રભુના હાથમાં આપણા જીવનની દોરી છે. આપણે પ્રભુ સાથે કાચા સુતરના બંધાયલા છીએ. અર્જુનનો એકલાનો નહીં પણ બધાનો રથ પ્રભુ સારથી થઇને હાંકે છે. જો એ પરમાર્થી ન હોય અને સ્વાર્થી થાય, તો એ સારથી, રથને ખાડામાં ગબડાવી દેય. પરંતુ પ્રભુ ખેંચે છે તેમ ભકત તેની પાછળ ખેંચાય છે. તેથી શ્રદ્ધાથી ભકત પાર પામે છે.

**મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, શામળી સુરત શુભ એમનીરે મને. ૩**

મીરાંને ગિરિધર શામળીઆએ ભકતશિરોમણી કરી ભવસાગરથી તારી પ્રભુએ અનેક ભક્તોને એ પ્રમાણે તાર્યાં છે. આવા સૂર્ય પ્રભુ આઠ વર્ષના થયા ત્યાં ભણીગણી હોશિઆર થયા. મોરનાં ઈંડાંને ચિતરવાં પડતાં નથી. શાસ્ત્રીનું ઘર એટલે વેદ વેદાંત ખટશાસ્ત્ર યજુર્વેદના મુદ્રાસહ ઘોષ રોજ થયાંજ કરે. "ગર્ભાષ્ટમેબ્દે કુર્વીત બ્રાહ્મણસ્યોપવીતમ્." ઉપનયન સંસ્કાર વિધિ પુરઃસર થયા. ધીમે ધીમે કોકશાસ્ત્રમાં પણ પ્રવીણ થવા માંડયું.

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની.

હવે વૈકુંઠમાં સત્વતી જે માયાના શાપથી સત્ભામા થઇ ગઇ છે, અને પ્રભુ વિયોગથી ભ્રમિત બની ગઇ છે. તે પ્રભુ વિના ચિત્તભ્રમ થઈ ગઇ. અધુરામાં પૂરૂં એવું બન્યું કે સત્ભામાના પિતા સત્રાજીતે કૃષ્ણ પરમાત્માને માથે મણિ ચોર્યાનું કલંક મૂકેલું, તેથી મરણ બાદ સત્રાજીત પૃથ્વી પર પોતે ક્યાં જન્મ લેવો તે વિચાર કરવા લાગ્યા, અને મોરથી એટલે પહેલેથીજ ધારી મૂકેલું એવું પ્રૌઢ પ્રતાપી મહારાજ "શ્રી લખધીરસિંહજી"ના પૂર્ણ લક્ષથી, પ્રજાને લક્ષ લાભ મળતાં, ધીર શાંત અને સુખી બનેલા, "મોરબી"માં સત્રાજીતે બ્રાહ્મણને ત્યાં જન્મ લીધો, અને પ્રભુ પર "મણિ" ચોરવાનું આળ મૂકેલું તેથી મોરબીમાં તેણે મણિશંકર એવું તેજસ્વી નામાભિધાન સર્વત્ર જાણીતું કર્યું. અને મણિની ઝમક દમક અને ચમક જેવી "ચંચળ" નામની જોગમાયા સાક્ષાત પ્રભુના મનને પણ ઘડીભર ચંચળ બનાવે એવું પુત્રીરત્ન, એટલે જનકને જેમ હળ ખેડતાં પેટીમાંથી સીતા પ્રાપ્ત થઇ હતી તેમ એક દીવસ સ્વરૂપવતી સુત ઉરફે પ્રકાશવતી પુત્રીનો મણિશંકરને ત્યાં આવિર્ભાવ થયો.

### ૪૨. ગીતિ.

હળથી ખેતી કરતાં, જેવી રીતે સીતા જનમીયા.
તેવી રીતે અહીં, મોરબીમાં સત્ભામા પ્રાપ્ત થયાં. ૧
રામા રામા રામા હરેહરે રામા.

જેમ જેમ તે મોટી થતી ગઇ તેમ તેમ તેના સુલક્ષણ ઉપરથી તે સત્ભામાજ હોવી જોઇએ એમ સિદ્ધ થતું ગયું, લક્ષ્મી જેવી ચંચળતા અને ચપળતા પણ સ્પષ્ટ જણાવા માંડી. લક્ષ્મીનું વિશેષણ ચંચળ. સાક્ષાત લક્ષ્મી કરતાં પણ ચાંચલ્ય, ચપળતા તથા ચાતુર્ય વિશેષ તેથી

સત્ભામા કે લક્ષ્મી એવું નામ નહીં ધરતાં તેણે "ચંચળ" એવું પોતાનું નામ ધરવા ઇચ્છા કરી. એ પ્રમાણે વૈકુંઠમાંથી સત્ભામા શ્રી પ્રભુને શોધતી શોધતી મોરબીમાં પોતાના સત્રાજીત પિતા મણિશંકરને ત્યાં પ્રાપ્ત થઇ. રાજેશ્રી મણિશંકરને તે ચપળ ચંચળ અને ચતુર માલમ પડી તેથી લક્ષ્મીનું પર્યાય એટલે બીજું નામ ચંચળગૌરી ઉર્ફે ચંચળલક્ષ્મી એવું તેનું નામ પાડયું. ચંદ્રકળા પેઠે દિનપ્રતિદિન મોટી થતી ગઇ, અને પરણવાયોગ્ય અવસ્થામાં આવી જાણી તેના માતપિતાએ તેને માટે યોગ્ય વર શોધવા તજવીજ ચલાવી.

આ તરફ જોડીઆમાં યુવાવસ્થા થતાં એક દિવસ સૂર્ય પ્રભુ પાસે શંકરના અવતાર મોતીલાલ કાળીદાસ આવીને કહેવા લાગ્યા. ભાઇ, ચાલો આપણે આપણા સ્નેહીઓને મળવા મુસાફરીએ સહેલ કરવા જઇએ. જતાં જતાં ભાદરવા સુદ ૪ ને દીવસે મોરબી જઇ ચડયા. રા. મણિશંકરને હરીભાઇ નામે પુત્ર અને ચંચળગૌરી નામે પુત્રી; આ બે ભાઇબેનને સારૂં બને. એકેકનું સુખદુઃખ એકેકને કહે. અને સંપે જંપે રહે. જમે રમે ને ગીતો ગાય, માત પિતા મનમાં હરખાય.

## ૪૩ મરાઠી સાખી

સૂર્ય પ્રભુ જ્યાં આવ્યા મોરબી, ઝૂલતા પુલની પાસે,
ત્યાં તો ઝગઝગ ચંદ્ર વદન કોઇ કન્યા તેજ પ્રકાશે.
સુણો શંકરજી, એ, એ, એ, કોણ કેમ આ પ્રગટી ?
કહો શંકરજી. ૧.

પ્રભુ પુછે છે. "શંકર કહો જોઇએ ? આ કન્યા તેજ કોનું છે ?" પૂલ નીચે જળમાં ગાય ઊભી છે. જલ સ્થિર હોવાથી ગાયના નખમાં ચંદ્રમુખીનું ચંદ્ર પ્રતિબિંબ પડયું છે. તે કોઇ અતિ રૂપવતી લાવણ્યવતી મોહિણીનું ચંદ્રવદન પ્રતિબિંબ ભાસે છે. એ જોવાઇ ગયું છે. આજે ભાદરવા સુદ ૪ છે, હવે જરૂર કાંઇ આળ આવશે. પરંતુ એ કન્યા કોઈ જાણીતી હશે. કેમકે જો કે આડી લાજ કહાડે છે તેથી મુખદર્શન થતું નથી. છતાં પ્રતિબિંબમાં તારા મૈત્રક થઇ ચૂકયું છે. અને તેથી મન તેના પ્રત્યક્ષ દર્શન કરવા ઉછાળા મારે છે. અરે મન તું કેવું ચંચળ છે ! પ્રમાથી છે, બળવત છે. માટેજ મૂછ મૂડાવતાં પહેલાં મનને મુંડવા ભલામણ હોય છે. "મન મુંડા બા મન મુંડા". માથું મુંડાવી સાધુ થયા તેમાં શું

વર્જ્યું ? સાધુના લક્ષણ લઈ સાધુ પુરૂષ બનો. પછી ગૃહસ્થી હો તો પણ "સાધુ". જ્યાં લગી મન મુંડાયું નથી ત્યાં લગી બધું નકામું છે. માટે કહ્યું છે કે "મન મુંડા બા મન મુંડા".

સત્ભામા ચંચળગૌરીએ આડી નજરે સૂર્યપ્રભુની ઝાંખી કરી. તો મનમાં સ્વાભાવિક ઊર્મિ થતાં પ્રભુને ઓળખી કાઢ્યા. અને મનમાંને મનમાં ગાવા લાગી.

## ૪૪. તોરી સાંવરી સુરત મન ભાચી રે, તોરી૦ તોરી૦

મોહે મોહે લીયો છેલા બહાનેસે, તોરી૦ ૧.
મેં તો ઢુંઢત જંગલ જંગલ, મોરબી મોહન મીલ ગયે મોહન,
મેં તો ભૂલી તોરી બંસીકી તાનો મેં, બ્રહ્મ નાદો મેં. તોરી૦૨

સત્ભામા ચંચળગવરી મનમાં કહે છે, "મને વૈકુંઠમાં, મધુવનમાંથી છેતરીને જોડીઆ બંદર પધાર્યા છો તો હવે દુનીઆદારીના વેશ કેવા ભજવો છો, અને દુનીઆના વા તેમજ દુનીયાના ધા કેવા ખમો છો, તે હું જોઉં છું. દુનીઆએ ભલભલાની ભીષ્મ પ્રતિજ્ઞા મુકાવી હથીઆર લેવડાવ્યા છે, તમારાજ હથીઆર અર્જુનનો રથ હાંકતીવેળા લેવડાવ્યા હતા તે વાત ભૂલી ગયા હશો. પણ આજે પકડાઇ ગયા છો ? મારે તો "ઘેર બેઠાં ગંગા" જેવું થયું છે, તમારી બંસીની તાનમાં ગુલતાન થઇને હું ભુલમાં ને ભુલમાં ભમું છું, પણ બ્રહ્મનાદ રૂડો ગાજી રહ્યો છે.

### ૪૫. ગરબો

બ્રહ્મનાદ ગાજે, રૂડો, બ્રહ્મનાદ ગાજે,
રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં, બ્રહ્મનાદ. ૧

એ નાદ સાંભળવાથી મને પૂર્ણ વિશ્વાસ છે કે "ભગવાન કરે તે ભલી." હવે ક્યારે વિયોગ જાય, અને સંયોગ થાય, એજ વાટ જોઉં છું.

### ૪૬, દુહો.

મન માન્યું જોઇતું જડે, લખ્યું ન મિથ્યા થાય,
અણધાર્યું આવી મળે, જો પ્રભુજી છે સ્હાય, ૧

સિયાવર રામચંદ્રકી જે.

આ તરફ સૂર્ય પ્રભુ પણ યુવાવસ્થાને યોગ્ય વિચારોમાં વ્હેવા લાગ્યા. સ્વર્ગમાં સૌંદર્યથી ભરપુર અપસરા તિલોત્તમાને જોઈ શંકર આમતેમ ચારે દિશામાં ને પાંચમી દિશામાં ઊંચે. દષ્ટિ કરતાં—તિલોત્તમાને જોઇ આશ્ચર્યચકિત નિહાળતાં—પંચવકત્ર થઇ ગયા હતા. તેમ પ્રથમ દર્શન વેળા

એજ સત્ભામા ચંચળની તેજસ્વિતા ઝડઝમક અને જાજ્વલ્યમાન ભભકથી અંજાએલ —મનુષ્ય દેહને છાજતા ચંચળ મનથી ચંચળતાને પામેલા સૂર્ય પ્રભુ આમ જુવે ને આમ જુવે. પણ ચતુર ચપળા ચંચળગૌરી પ્રભુની સનાતન—પટરાણી—આડી ને અવળી લાજ કાઢી, મુખદર્શન દેવાની ઇચ્છા છતાં—સુદર્શનના અધિપતિને હંફાવવા લાગી. સૂર્ય પ્રભુએ સર્વતો ભદ્ર દૃષ્ટિ કથા કહેતી વેળા ચોતરફ-સર્વ તરફ—જોવાનીજરૂર પડશે જાણી આ વેળા પ્રથમજ શીખી લીધી. હવે સૂર્ય પ્રભૂ જેમ તેમ કરી “ જોડીઆ ” પાછા આવી લાગ્યા. અને દંપતી જોડીઆ ક્યારે થાય તેના વિચારવમળમાં ચકિત થવા લાગ્યા. હંસે જેમ નળ રાજાને દમયંતી અપાવી હતી તેમ શંકરરૂપ મોતીલાલે સૂર્ય પ્રભુને સાક્ષાત્ લક્ષ્મીરૂપ ચંચળગૌરીના આ બહાને દર્શન કરાવ્યા. પેલી તરફ સત્ભામા ચંચળબા, પોતાના વ્હાલાભાઇ હરિભાઇને કહેવા લાગ્યા કે, જેમ શ્રી કૃષ્ણે બળદેવના વિચારથી વિરૂદ્ધ જઇ સુભદ્રાને અર્જુન સાથે વરાવી હતી, તેમ તમે “હરિ”ના ભાઇ છો, માટે પિતા મણિશંકરને સમજાવી સૂર્ય પ્રભુ સાથે મારો સંબંધ મેળવી આપો.

### ૬૭. કવાલી ( બેહાગ )

**મીઠ્ઠાંદા શ્યામસે ઉધો, તેરા ગુન હમ ભી ગાવેંગે,**
**તેરા ગુન હમ ભી ગાવેંગે. તેરા ગુન.**

હે ઓધવજી જેવા જ્ઞાની, સત્વગુણી, શાંત સ્વભાવના ભાઇ હરિભાઇ, તારો પાડ હું કદી ભૂલીશ નહીં. મારો સંબંધ જોડીઆના સૂર્ય પ્રભુ જોડે બાંધવામાં મને પૂરતી મદદ કર. પિતાશ્રી (મણિશંકર)ને મારાથી આ વાત કેમ કહી શકાય?

**બજાઈ બંસરી મોહન, જગાઇ ગોપીકોં નીંદસે;**
**ચલી સબ સંગ ઢુંઢનકો, મોહન પીછે ચલી બનમેં. મીઠ્ઠાંદા.**

જ્યારથી તારા મૈત્રક થયાં ત્યારથી આ વજ્ર દેહ વ્રજ છે. તેની તમામ વૃત્તિ ગોપીઓ છે. તે સર્વે વૃત્તિ જાગૃત થઇ ગઇ છે. અને બધી ગોપીઓ ગોકુળના ગોરસને મીશે દર્શન કરવા કુદાકુદ કરી પ્રભુને શોધવા અને પ્રાપ્ત કરવા ઉપર નીચે થઇ તાલાવેલી કરવા લાગી છે. માટે હે ભાઇ આટલો જશ તું જરૂર લે. અને મારૂં શુભ કાર્ય કર. તારે તો જશ લેવાનો છે. તું તો નિમિત્ત માત્ર છે. વિધાતાએ તો એ જોડું ધારીજ મુક્યું છે. મૂળથીજ નિર્માણ થયલું છે, માટે ખરા દિલથી સહાય કર. હરિભાઇ સુજ્ઞ, સમજુ, શાણા હોવાથી પિતા મણિશંકરની આજ્ઞા પ્રમાણે પત્ર

વ્હેવાર વગેરે કરવા લાગ્યા. ત્યારબાદ સૂર્ય પ્રભુના ચંચળગવરી સાથે જ્ઞાતિ રીવાજ મુજબ વિધિ પુરઃસર બડી ધામધૂમથી લગ્ન થયાં. એક પત્ની વ્રત પાળનારને સુપાત્ર નીતિવંત તેજસ્વી સકળ સદ્‌ગુણસંપન્ન શુધ્ધ સુશીલ પતિવ્રતા પત્ની–સ્રાજમાં વસનારી–ગૃહરાજ્યમાં રહેનારી, ક્ષીરસાગરની લક્ષ્મીદેવી સાક્ષાત્ સત્ભામા, આખા સ્વર્ગનું સર્વ સુખ સાથે લઇ આવેલી, લક્ષ્મીના લોભાવતા શુભ ગુણવાળી, ચતુર ચતુરા ચંચળગૌરી, છમછમ નાદ કરતાં નૂપુર ઠમકાવતી, સૂર્ય પ્રભુને આવી મળી, અને મૂળ દંપતી જોડીઆમાં શ્રીમાળી જ્ઞાતિની રીતિ મુજબ રીવાજ પ્રમાણે યોગ્ય સમયે સાથે રહી આનંદ અનુભવવા લાગ્યા.

વખત પાણીના રેલાની પેઠે વ્યતીત થતો ગયો, અને આ નવીન દંપતીને એક દીવસ પુત્ર પ્રાપ્તિની વધાઇનો શુભ દીવસ આવી પહોંચ્યો.

૪૮. ( શું ભાવે આ ભાજી વેચાયે )

ચંદ્રકાંતભાઇ જન્મ્યા છે આજે, ગામ આખું ગાજે ને વાજે. ચંદ્રકાંત.
જ્યાં જોઇએ ત્યાં આનંદ દીસે ઘેર ઘેર ઉલ્હાસ અતીષે.
ચંદ્ર. ૧.
માનુની મળી મંગળ ગાયે, માતપિતા મનમાં મલકાયે. ચંદ્ર. ૨

પુત્ર પ્રસવથી ભારે આનંદ થઈ રહ્યો છે. માનુની મંગળ ગીતો ગાય છે.

ભારતભૂષણ ભાગ્યશાળી, મનહરમૂર્તિ છે મર્માળી, ચંદ્ર. ૩

ખાસ દૈવી દંપતીનો અને દૈવી સંપતીનો સુપુત્ર મનહરમૂર્તિ હોય એમાં શી નવાઇ છે?

સૂર્ય તેજથી ચંદ્ર પ્રકાશે, ભણીગણીને પંડીત થાશે, ચંદ્ર. ૪

સૂર્યને ત્યાં ચંદ્રપુત્ર એ સ્વાભાવિક છે. હમેશાં સૂર્યના તેજથી ચંદ્ર તેજસ્વી છે. બાપ કરતાં બેટો સવાયો થાય. પણ અહીં તો સૂર્ય પ્રભુ સાક્ષાત્ પુરૂષોત્તમ છે. સૂર્યશંકરના નામને શોભતો ચંદ્રકાંત નામનો કાંતિવાન પુત્ર પ્રગટયો છે. સુવૃક્ષના ફળ મીઠાંજ હોય, મોરનાં ઈંડાને કંઇ ચીતરવાં પડતાં નથી. મોટાં થતાં સંધ્યા શિખતાં તથા "ગીતા" શીખતાં બહુ કહણુ પડે. પિતા કહે "बादिर् तत:परं तत" એ સાંભળી માતા ચંચળબા પુત્ર વત્સલતાથી દીકરાનું ઉપરાણું તાણે. લાડથી માતા કેટલીકવાર પુત્રનું હિત બગાડે છે, એમ કહી પ્રભુ સર્વનું હિત સુધારી શાંતિ આપે. હાસે, ખેલુડો, બાળુ, વ્હાલો લાગે એમાં શી નવાઇ? એમ ધારે ધારે પુત્રને ભણાવી ગણાવી હુશીઆર પંડીત કર્યો.

તત્પદ ત્વંપદ સમજી જાસે, સુખ શાંતિ દઇ, કીર્તિ કમાશે. ચંદ્ર. ૫

તત્પદ=તે=પરમાત્મા પ્રભુ. અને ત્વંપદ = તું =જીવસ્વરૂપ, તત્પદ ત્વંપદ એટલે જીવ તે બ્રહ્મ. જીવ જો કરણી કરે તો નરને નારાયણ થાય.

આમ દુનીઆદારીના સંસાર વ્હેવારમાં પડેલા સખસને વળી કેટલોક સમય વ્યતીત થતાં બીજો પુત્ર નામે રમેશ પ્રાપ્ત થયો. એ પુત્ર સૂર્યપ્રભુને તેના અલૌકિક લાવણ્યથી બહુ લાડકો–રમેશ હોવાથી રમણીય રમાડવા જેવો વ્હાલો બાલુડો–એ ઘડી વિશ્રામ આપનારો થઇ પડયો. તેમ છતાં જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એકવાર સૂર્યપ્રભુને આ અવની પર મનુષ્ય જન્મનું મિથ્યાત્વ વિચારમાં આવ્યું. સાક્ષાત્પ્રભુને પણ મનુષ્ય દેહ ધારણ કરેલી હોવાથી મૃગતૃષ્ણાવત્ સ્વપ્નમય સંસારનું ચિત્રવિચિત્ર ભાન થવા લાગ્યું.

## ૪૯. પદ

**જંજાળી જીવડા, ઝાંઝવા જોઈ શું રાચે ?**
**હીણભાગી હંસા, સાચાં મોતી શે ન પ્રાશે ?**
**જંજાળી.**

અરે જીવ, આ ઝાંઝવા જોઇને કેમ તું જીવનયાત્રામાં મગ્ન થઇ રાચી—નાચી રહ્યો છે ? તું કોણ ? વૈકુંઠનો અધિપતિ. તે, રે તુચ્છ માયાથી મુઝાયલા હંસા, તું હીણભાગી થઈ કયાં આવી પડયો છે ?

શ્રાવણ કેરી વાદળી, જળમાં થઇ નભ જાય,
તરસ્યો ચાતક ટળવળે, કયાંથી પેટ ભરાય ?
શાંતિનું બિંદુ પડવાથી પેટ ભરાશે. જંજાળી ૧.

શ્રાવણ મહીનાના સરવરીઆં, શ્રાવણની વાદળીથી ચાતકનું શું વળે ?

આશા પતંગ ઉમંગથી, ગયો ગગન મોઝાર;
વીટલાઇ વંટોળીએ, પડયો પૃથ્વી આધાર.
મૂરખડા મનવા, સંતોષથી સુખ થાશે. જંજાળી. ૨

આશા રૂપી કનકવો, ગગનમાં–આકાશમાં–ઊંચે ચઢયો છે. પણ માયારૂપી વંટોળીએ વીંટલાઇને પૃથ્વીપર પાછો પડયો છે. સંતોષ વગર સુખ નથી માટે ધારેલું કાર્ય સત્વર પાર પાડી પાછું વૈકુંઠ તરફ લક્ષ રાખવું પ્રાપ્ત છે ત્યારે શું કરવું અને જવું કયાં ? આમ વિચારી સૂર્યપ્રભુએ સ્ત્રી પુત્ર કુટુંબનો વિયોગ સહન કરી દૂર દેશાટન કરવા પરદેશ ગમનનો સંકલ્પ કર્યો. પણ શાસ્ત્રાર્થ શંકા સમાધાનમાં ન પડતાં, ખરં હીર બતાવી

ક્યાં પુણ્ય દર્શન દેવાં ? વિચાર કર્યો કે માયાદેવીને અવની પર કાઢી ત્યારે ગ્વાલ બાલ તથા સર્વ ગોપીઓ અવની પર ઉતરેલાં છે. તે સ્નેહની સાંકળ મજબુત—સ્ટ્રોંગ— છે. તેથી "સુરજ" ના નામથી જાણીતું થયલું સુરત શહેર જે સૂર્યપૂર કહેવાય છે; અને સૂર્યપુત્ર, સ્વરૂપ સુકુમાર, અશ્વની કુમાર દેવની કૃપાથી, તનમન ધનથી આરોગ્ય, સુખી અને સંતોષી છે, અને જ્યાંના લોક સંપીલા અને સુજ્ઞ છે એવું સુરત, સોનાની મુરત છે, ત્યાં સૂર્યપુત્રી તાપી નદીના શીતળ જળથી પાવન થઇ ત્રિવિધ તાપથી મુકત થનાર ભક્તિમાન ભાવિક ભકતો તાપીને કીનારે સુરત શહેરમાં વસે છે. તેનો વિયોગ સહન થાય નહીં, તેમને દર્શન દઇ જ્ઞાન આપી મોક્ષ આપવો. એ હેતુથી સૂર્યપ્રભુએ સુરત પધારવા વિચાર કર્યો.

### ૫૦. કવાલી

સૂર્યપુર શહેર છે સારૂં, સુખી ને શોખી સત્સંગી,
જનમીઆ ગ્વાલ બાલ પોતે, સુરતમાં ખાસ ઉમંગી.
અવની પર અવતર્યો જાણી, સત્વતી મોરબી આવી.
વ્રજની ગોપી સુરતમાં, વળી ગોપીપરે જન્મી. ૧

સુરત શહેરમાં કેટલાક ભાવિક ગ્વાલ બાલ જેવાં ભકતો બાલાજીના લત્તાની આસપાસ જન્મ્યા. વ્રજની ગોપી જેવી ભક્તિ કરનાર કેટલીક ગોપીઓ સુરતમાં ગોપીપરાની આસપાસ જન્મી. અને સૂર્યપ્રભુ "જોડીઆ" માં અવતર્યા એટલે સત્ભામા "મોરબી" આવી.

સૂર્યની પુત્રી છે તાપી, સુરતને ખાસ શોભાવે,
સદા જ્યાં સ્નેહની સાંકળ, પ્રભુને ખેંચીને લાવે. ૨.

કહ્યું છે કેઃ—

येन यत्रैव भोक्तव्यं सुखं वा दुःखमेव वा ।
स तत्र बद्ध्वा रज्ज्वेव बलाद्दैवेन नीयते ॥१॥

જે સુખદુઃખ ભોગવવાનું જ્યાં હોય ત્યાં તેને દૈવ સ્નેહને દોરડે બાંધીને જરૂર લઇ આવે છે.

દાનવીર લોક સુરતના, દયાળુ દીનતાવાળા,
ભજન ભોજનના શોખીલા, ભક્તિની ભાવનાવાળા. ૩.

ભજન તો બાલાજીના લત્તાના; જ્યાં દેવમાન્ય લોકમાન્ય રાજમાન્ય સરદાર પાઠકજી જેવા ભક્તિની ભાવનાવાળા ભવ્ય ભક્ત અને અન્ય અનેક નરનારી, ભજનાનંદનો લાભ આપે અને લેય. ભજન સારાં એટલુંજ નહી પણ ભોજન પણ સુરતના જગ જાણીતા છે.

અરે બાલાજી લત્તામાં, અરૂં ગોકુળ ફુલ્યુંફુલ્યું,
લોકના થોક શાંતિથી, કથામૃત પીયે અણમૂલું. ૪.

આ બાલાજીનો ખાસ કરીને પૂર્વ તરફનો લત્તો "ગોકુળીયું નાનું ગામડીયું" હોયની એવી શોભા સાયંકાળે આપી રહે છે. જ્યાં કથામૃતની રેલંછેલ, ભજનની ધુન અને દર્શનની દોડાદોડની મેદની સતત લાગી રહી છે.

આ પ્રમાણે જોડીઆ છોડી સૂર્યપ્રભુ સૂર્યપુર જવા ધારે છે, એ વાત સતિ ચંચળબાને જણાતાંજ પોતાની–સત્યભામાની તેજ પ્રકૃતિ હોવાથી તેમણે સજડ હઠ લીધી અને કહેવા લાગ્યા કે–

### ૫૧ સારંગ (મારા નાથ મથુરાં જાશો નહી.)

મારા નાથ મથુરાં જાશો નહી.

મથુરામાં તો જાત્રા કરવા ઘણી ગોપીઓ આવશે, અને મને તમે ભૂલી જશો. ચિત્રલેહા ઓખાની વકાલત કરવા ગઇ હતી. પણ અનિરૂદ્ધની ખુબસુરતી વર્ણવતાં ઓખા કહે છે:—

### ૫૨ ચોપાઈ

ચિત્રલેહા સુણ સાહેલી, લાવ નાથને વ્હેલી વ્હેલી.
મારો સ્વામી ઘણો છે રૂડો, રખે તું પહેરી બેસતી ચૂડો. ૧.

એ પ્રમાણે મારે તમને હીંડાળા સહિત, ડોકમાંના હાર સાથે અને વગર પરવાને પહેરેલી કંઇકને ખુંચતી કફની સાથે અહીં રતોવાઇ ઉપાડી લાવવા માટે મારી સાહેલીને પાછળ મોકલવી પડે નહી! તે ધ્યાન રાખજો પછી ભલેને પેલું વૈષ્ણવોનું એવાજ પ્રસંગમાં ઉપસ્થિત થયલું અને એવા દૃશ્યનું સ્મરણ કરાવનાર ધોળ ગવાયે.

### ૫૩ ધોળ

"હરીજનને કહેવું હોય તે કહેજો રે,
વ્હાલા મારા રૂદીયા કમળ વચ્ચે રહેજો રે."

માટે કહું છું કે:—

મારા નાથ વિદેશે જાશો નહી.

પ્રભુના પીતળ લોટા જળે ભર્યા, દાતણ કરતા રે જાવ. મારા નાથ. ૧.

દાતણની રીત એવી છે કે પ્રભાતમાં સ્વચ્છ સ્થળે રાખેલું બાવળનું દાતણ ધોઇને દંત ધાવન કરવું. દાતણનું મહત્વ "દાંતન" કરતાં "દાતન" શબ્દ ઉપર છે. દાતન એટલે દાનેશ્રી તે સૌને સારો લાગે છે. અને "જય

દાતન" એટલે જશ આપે, વખાણ કરે, તે તો બહુ વ્હાલો લાગે પણ "જશોદા–તન" જે પ્રભુ એટલે ભકતના ભૂષણ તે ભકતને બહુજ વ્હાલા હોય એમાં કોણ ના કહેશે.

દાતણ કર્યા પછી દીલ ચોળી નાવણ કરવું જોઇએ. કાગડા સ્નાન, હાથી સ્નાન, રોટલા સ્નાન કરવાની પણ ફુરસદ મળે નહી, એવા વ્યવસાયી જંજાળી જીવોને માટે કહ્યું છે કે 'સો કામ મુકીને ન્હાવું ને હજાર કામ મુકીને ખાવું." સ્નાન નિરાંતે કર્યાથી મળ નીકળી કાયા નિર્મળ થાય એમ ન્હાવણ કરવું જોઇએ.

પ્રભુની તાંબાકુંડી જળે ભરી, ન્હાવણ કરતારે જાવ. મારા નાથ વિદેશી. ૨

ભકિતના પવિત્ર કુંડમાં પ્રેમલક્ષણા ગરમ પાણીના સ્નાન, ગંગાસ્નાન તનને, અને સ્નેહગંગાસ્નાન મનને, નિર્મળ કરે છે. માટે હવે તું મને રોક માં. દેહબુદ્ધિથી જે પોતાને અપૂર્ણ માને છે, તેને થોડો આરામ લેવા દે. એ બ્હાને પુણ્ય પ્રાપ્ત કરે છે. આગળ વૈકુંઠમાં અનંતકાળ ભેળા રહીશું. સતિ શું કહે છે?

પ્રભૂના પીળા પીતાંબર પોતીયાં, પહેરણ પહેરતાં જાવ, મારા નાથ. ૩.

આ તરફની કાંઇ ફીકર રાખશો નહીં. તમારા શુભ કાર્યમાં નિશ્ચિંત મંડયાં રહેજો. પીળી આંખ જેને કમળો થાય તેનીજ હોય મને તો તમે કમળ લોચની કહો છો માટે મારે ઇર્ષ્યા, અસુયા કે અદેખાઇ શા માટે રાખવી ? જો કોઇ ઇર્ષ્યા રાખે તો તેને માટે તો હે કમળનયન પીળા પીતાંબર ધારી પ્રભુ તમે ઉપરણા ઓઢતા જાવ કે જેથી ક્ષમાના અંતરપટથી અથવા પેલી કફનીના અંદરના અસ્તરથી તેની ટીકાને દયા દ્રષ્ટિથી ક્ષંતવ્ય ગણો.

પ્રભુજી બારબત્રીસી રસોઇ કરૂં, ભોજન જમતા રે જાવ. મારા નાથ. ૪

રાજા ભરથરી જ્યારે સેંકડો રાણીને છોડીને વૈરાગ્ય લે છે ત્યારે પિંગળા પટરાણી શું કહે છે?

" ક્ષીર રે નીપજાવું ક્ષણ એકમાં, વ્હાલા જમતારે જાવજી."

પણ જો ભરથરી વૈરાગ્યથી પાછો હઠયો હોત તો એ ખીર તો એને ખીરૂં થઇ પડત. અને ખરૂં કલ્યાણ દૂર રહી જાત. રાજ્યને અંતે નરક કહે છે તેજ એને મળત. અને આજે ભરથરીનું નામ અમર ગવાય છે. તે અમર કીર્તિ મહેલમાં ચાલી જાત. સ્ત્રી છે તે પતિનું સારૂં સાચવનાર અર્ધાંગના છે.

તે હરેક પ્રકારની સોઇ કરે છે, રસોઇ કરે છે. અને પતિને રીઝાવે છે. અને નાણું હોય, મોટર હોય, હરેક પ્રકારની રતછત હોય પણ પતિપ્રાણા પ્રિયા ને પતિ વિયોગ સહન કરવો બહુ કઠણ છે. આપણે મન સ્વતંત્ર હોવાનો દાવો કરીએ છીએ પણ પરતંત્રતાના પ્રવાહમાં વહેવાના પ્રસંગોની પ્રણાલિકામાં પ્રવીણ પણ પલટાઇ જાય છે માટે:—

પ્રભુજી જમના ઝારી જલે ભરી, આચમન કરતા રે જાવ, મારા નાથ વિદેશે. ૫.

પ્રેમ ભાજન પોતાની અર્ધાંગના—અધમાંગના નહીં હોં—તેને દુઃખી થતી જોઇને કોને ન લાગે ? પથ્થર હૃદય પણ પીગળે. તો આપ તો દયાધન પ્રભુ પોતે, બધું સમજો છો, બધો ખેલ જુવો છો, નાટકી નહીં છતાં નરદેહનો નાટક ભજવો છો, અને દુઃખદ દૃશ્ય અનુભવો છો. પણ આ જમના ઝારી તૈયાર છે. આચમન તો લો.

પ્રભુ કહે છેઃ—જે માયાને કાઢી મુકાવી છે, તે માયાને શું તું પાછી બોલાવવા માંગે છે ? આ ભવસરિતા જમનાના "ચમન" કરતાં કથામૃત પાનનું "આચમન" વધુ સમાલવા યોગ્ય છે. માટે મને જવા માટે સંમતિ આપ, સોનામાં સુગંધ ભળશે. એથી "નવી" ની નવાઇ ગણાશે.

સતિ કહે છેઃ—

પ્રભુજી પાન સોપારીને એલચી, મુખવાસ કરતા રે જાવ, મારા નાથ વિદેશે. ૬.

સતિ કહે છેઃ—શું કરૂં ? પ્રભુજી, મને એકલાં કેમ ગમે ?

### ૫૪, (ફુલની પાંખડી હો પ્રાણ)

મા......રા દીલની કહાં કહું વાત, તમે સર્વવ્યાપી સાક્ષાત. મારા. ૧

મોરબીમાં મને પ્રથમ જોઈ ત્યારે, ઉત્તરા અભિમન્યુની પેઠે, તારા મૈત્રક થતાં—દૃષ્ટે દૃષ્ટ મળતાં—તમે પણ ભાન ભલ્યા હો એવો ભાવ બતાવ્યો હતો. અભિમન્યુ તો કોઠા યુદ્ધ હાર્યો "કા + કા" "કાકા આવનીરે" કરતાં માર્યો ગયો. પણ તમે તો મન્યુને એટલે ક્રોધને જીત્યો છે. સાતે કોઠે સાવધાન છો. પ્રારબ્ધ પરદેશ પાઠવે છે, વાર્તા વિનોદની વચમાંજ વિયોગ ! તેથી પાન સોપારી એલચી તો લેતા જાવ. માયાને આશા ભંગ કરી તેથી ભામા તથા ભ્રમણ આ "ચંચળ"ને કરવું પડેછે. અને પ્રભુને પણ દેશવિદેશ વિટંબના વેઠવાની ? વિધાંત્રી બલવતી છે. વલ્લભને વ્હાલી તમારી વૃંદા—પ્રિયવદા—ચંદા—તુલસીને એકલી મુકી ભ્રમણ ભટકવા જાવ છો. પોતાની વાડીના કમળનો ભોગી ભ્રમર, પરોપકાર ભીરૂ અન્યવાડીઓ વારમાં આવતાં સાવધાન રહે એ સ્વાભાવિક છે, પણ આ તમારી ચંચળનું

ચંચળ મન તો સૌનાં મન ચંચળ હશે, એમજ જાણે. તમે કદાચ કહેશો કે "જે જેવું હોય તેવું તે બીજાને દેખે" તો પ્રથમ મારૂં મન દૃઢ કરતા જાવ કે જેથી જગતની બાજી હું જીતી શકું.

સોના રૂપાના સોગઠાં, બાજી રે રમતા જાવ, મારા નાથ વિદેશે. ૭

વૈકુંઠમાં બાજી રમ્યા. મધુવનમાં હિંડોળેથી એક કપટી "ચાહ" બતાવે તેમ બતાવી અદૃષ્ય થઇ ગયા. અને આંહી જોડીઆમાં કર્મ ધર્મ સંયોગે પાછી જોડી જોડાઇ. અને સંતતી સુખ પ્રાપ્ત થયું. ત્યારે સ્વજનના લાડકોડ પૂરવાને બદલે તમે તો જાણે કપટ ચાલ ચાલવા માંડી. પ્રભુ તો ગ્વાલ બાલને પોતાની સાથે રાખે, તેમ છતાં તમે તો બધાંને આંહી મૂકી, એકલા પરદેશ કથા કરવાના હેતુથી પ્રયાણ કરવા તત્પર થયા છો.

### ૫૫. સારંગ.

સંગ લીયે ગ્વાલબાલ, રાર કરે નંદલાલ.
ચલત કપટ ચાલ, ફોડત ગગરીઆ, (૨)
પનીઆ ભરન કેસે જાઉં, સુન પ્યારી આલી,
આજ બનમાલી મોરી, રોકત ડગરીઆ. પનીઆ. ૧

પણ આજે તો તમે "ડગર" એટલે રસ્તો રોકવાને બદલે રસ્તો મોકળો કરી દૂર જવાની વાતો કરો છો, સંસારની બાજી રમતાં શું તમને વૈરાગ્ય આવ્યો છો? શું તમે એમ કહેવા માંગો છો કે?

રાગિણ્યપિ વિરાગિણ્યઃ સ્ત્રિયસ્તાસુ રમેત કઃ ।
અહં ચ કલયે મુક્તિં યા વિરાગિણિ રાગિણી ॥૧॥

સ્ત્રીઓના ઉપર પ્રીતિ કરનારા પ્રત્યે સ્ત્રીઓ પ્રીતિ કરતી નથી. તેથી જ્ઞાની પુરૂષે સ્ત્રીમાં આસક્ત થઇ રમમાણ થવું નહિં. પણ મુક્તિરૂપી સ્ત્રી વિરાગી પુરૂષને માટે સ્વયં રાગિણી થાય છે, માટે માયા મ્હારી એક શોકયને દૂર કરી, હવે તમે "કીર્તિ"ને તથા મુક્તિને શોધવા નીકળ્યા લાગો છો. હું જાણું છું કે તમે મને નવી જ્યોતી આપી જ્ઞાન માર્ગે ધપાવો છો, પણ હું તો સદા તમારી છું. એટલુંજ જ્ઞાન મારે માટે બસ છે. તેથી તમારી આજ્ઞા એજ મારો આશય સમજું છું; છતાં હે પ્રાણ પ્યારા,

સાગ સીસમનારે ઢોલીઆ, પોઢણુ કરતારે જાવ, મારા નાથ વિદેશે. ૮

મારી તરફથી પોઢણુ કરો છો (એટલે મને એકલી મુકી જાવ છો), ત્યારે કથા, કીર્તિ તથા મુક્તિ તરફ જાગૃતિ કરવા ચ્હાવો છો એમ જણાય છે.

या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुने: ॥१॥

મનુષ્યનો અવતાર લીધો ત્યારે તો "મુક્તિ"ને વ્હાલી કરવીજ જોઇએ. માટે અમારા તરફથી આંખ મીચીને પોઢણું કરો, અને કથા કીર્તનમાં જાગૃતિ કરો, એજ કર્તવ્ય છે, એ બધું હું સમજું છું, પણ તમને વિદેશ જવાની સંમતિ આપવા મારૂં મન સાફ ના પાડે છે.

સૂર્ય પ્રભુ કહે છે:—

## ૫૬. ગીતિ.

હમણાં તો જાવા દે, વ્હાલી પાછો વ્હેલો આવીશ હું,
ચિંતા કરીશ નહીં તું, આપ રજા કે જઇ સત્વર આવું. ૧
રામા રામા રામા, હરેહરે રામા.

નિર્ગુણ નિરાકારરૂપે તો હું સર્વ વ્યાપી છું, પણ તેટલું અનુભવવાનું સામર્થ્ય તારામાં નહીં હોય તો શુદ્ધ સાકાર સિદ્ધિ કેમ શીખતી નથી? સાકાર મૂર્તિ હૃદયમાં સદા સ્થાપિત રહે, અને વિયોગ વિરહ જણાય નહીં. તેમ છતાં હાલ મને રજા આપ કે હું સત્વર પાછો આવી શકું. કહ્યું છે કે:—

परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः
परोपकाराय दुहन्ति गावः परोपकारार्थमिदं शरीरम् ॥१॥

વૃક્ષ ફળ ધારણ કરે છે તે પરોપકાર કરવા માટે. નદી વહે છે તે બીજાને પાણી પાવાને માટે છે, અને ગાય દોહવા દે છે તે પોતાના વાછરડાં ઉપરાંત બીજાને દુધ પાવા માટે છે. તેવીજ રીતે આ શરીર ગૃહસ્થાશ્રમમાં પ્યારી સ્ત્રીને માટે હોવા છતાં તે પરોપકારમાં ઉપયોગી થવા માટે છે એટલે શ્રોતાને ઉપદેશ આપી કોઇનું ભલું કરવા માટે છે. તેથી ઉદારવૃત્તિ કરી મને જવાની રજા આપ.

## ૫૭. મરાઠી સાખી.

ઉદાર વૃત્તિ દંપતી કેરી, દેવશર્માથી ચડતી,
ઉદાર જે કોઇ હોયે તેની, દિનપ્રતિદિન છે ચડતી,
સુણો સાધુજી, એ. એ. એ.
ઉદાર વૃત્તિ શું ન કરે? સુણો સાધુજી. ૧

મુળ પ્રકૃતિ બેઉની ઉદાર, અને બેઉ એક વિચારના, એટલે ઉદાર ભાવથી મન વાળવા પ્રયત્ન કરે છે. ઉદાર વૃત્તિથી સૂર્ય પ્રભુએ શું કર્યું?

ચૌદ ભુવનને પ્રભુએ દીપાવ્યા, ઇંદ્રભુવન શરમાયું,
"જોડીઆ"ને વૈકુંઠ બનાવ્યું, સૌને બહુ સુખ આપ્યું.
ધન્ય મહારાજજી, એ. એ. એ.
સહુ કોઇને સુખ દીધું, ધન્ય મહારાજજી. ૨

"જોડીઆ"ને વૈકુંઠ બનાવ્યું, પણ વૈકુંઠમાંથી મધુવનમાં નાસી જતા. તેમ જોડીએથી સુરત જઇ કથા કરવાની મોહિણી લાગી છે. પરંતુ તમે સુરત ભરૂચ જઇ પ્રભુના કીર્તન કરશો, તો અમે આંહી બેઠા તમારા કીર્તન કરશું એ ધ્યાનમાં રાખજો.

"અસ્તિ ભાતિ ને પ્રિય" પોતે, સચ્ચિદાનંદ સાચા,
"નામ રૂપ" માયાને કાઢી, તેથી તમે નથી કાચા,
ધન્ય મહારાજજી–એ. એ. એ.
પ્રભુ તમે છો સાચા, ધન્ય મહારાજજી. ૩

અસ્તિ=છે; ભાતિ=ભાસે છે; પ્રિય=વહાલું લાગે છે. આવું અસ્તિ ભાતિને પ્રિય એજ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. સત્=છે. ચિત્=ચૈતન્ય; આનંદ= વ્હાલું લાગે તે, અને તમે પોતે તે સ્વરૂપ છો તેથી તમે કાંઇ કાચા નથી. તેમજ કોઇ પણ સ્થળે અને કોઇ પણ કાળે, માયાને વળગવા દો એમ નથી. એવી મારી પૂર્ણ ખાત્રી છે. પણ આપ સિધારો તે પહેલાં સગાં સોઇને તો મળી લો.

સગાં સોઇને સાથ્ય કરીને, જે જોઇએ તે દીધું,
નામ પોતાનું "વાસુદેવ" તે, ભાઇને આપી દીધું,
પૂરણ પ્રભુજી, એ, એ, એ.
પાવો કથામૃત સહુને, પૂરણ પ્રભુજી. ૪

પોતે સૂર્યશંકર નામ રાખ્યું, અને પોતાનું વૈકુંઠનું જે વાસુદેવ નામ તે પોતાના ભાઇને આપી દીધું. મનુષ્ય તન મન ધનથી બધું અર્પણ કરે, પણ પોતાનું નામ જવા નહીં દેય. પરંતુ પોતાના ભાઇના ઉપર સ્નેહ હોવાથી "વાસુદેવ" નામ પણ તેને અર્પણ કર્યું.

રામે જેમ ભરતને સોંપ્યો, રાજ્ય કાર્યનો ભાર,
ને પોતે વનવાસ સીધાવ્યા, કર્યો રાવણ સંહાર,
ધન્ય સાધુજી, એ. એ એ.
શ્યામ સુંદર ઘન શ્યામ, ધન્ય સાધુજી. ૫

પોતે પરદેશ ગમન સ્વીકાર્યું, અને પોતાના પર જે ભાવી આળ હતું તે સુરત પધારી દૂર કર્યું.

જોડીઆમાં તમે વાસુદેવને, સોંપ્યો ગૃહ વ્હેવાર,
પોતે તો સૂર્યપૂર પધાર્યા, સુધારવા સંસાર,
ધન્ય મહારાજજી, એ. એ. એ.
શીખવ્યો પર ઉપકાર, ધન્ય મહારાજજી. ૬

સુરત પધારી સંસાર સુધારણા પર પુરતું લક્ષ રાખી પર ઉપકાર કર્યો અને પરોપકાર શીખવ્યો, એમ લોકો કહે તેથી તમે સુરત જવા ઉત્સુક થયા છો. મારાથી તમારા વિચાર વિરૂદ્ધ જવાતું નથી. પણ તમને જવા દેવા મારૂં મન કેમે કર્યું માનતું નથી. મને એકજ વિચાર આવે છે કે તમારા વિના મારાથી એકલું કેમ રહેવાશે.

સૂર્યપ્રભુઃ- એ અનુભવ પણ કોઈ વખત કામનો છે. પેલી પતિપ્રેલી પોર્શીયા-એ પતિ વિયોગમાં અગ્નિભક્ષણ કર્યાનું વિશ્વ વિખ્યાત કવીશ્વર શેકસ્પીઅર લખે છે તે તને ખબર નથી? માટે એવી પ્રેમેચ્છા દુઃખદાયી છે. માટે હું જાઉં છું.

ચંચળબાઃ—તમે કહો છો તે બધું ખરૂં પણ—

૫૮. (આવ્યો મનનો માન્યો હીરો મ્હારા હાથમાંરે.)

મને એકલી મૂકી જાવ, હવે કેમ રહેવાશે, મને૦
હવે કેમ રહેવાશે, હવે કેમ રહેવાશે. મને૦
વૈકુંઠ છોડી આવ્યા દોડી, જોડીઆની માંહી,
ત્યાંની જોડી આંહી જોડાઇ, રહો સદાયે આંહી. મને. ૧.

વૈકુંઠની જોડી જેમ તેમ આંહી જોડીઆમાં ઠેકાણે પડી. અને આપણે એક બીજાના જોડીઆ-દંપતી-બન્યા. હવે ભકત અને ભગવાન જોડીઆ બનાવવા, અને યોગસ્થ બનાવવા, તમે તો સુરત તરફ ચાલ્યા. પણ મને મુકીને જવું તમને કેમ યોગ્ય લાગે છે? નહીં જવા દઉં. હઠયોગ મારો ચાલવા દો. તમારો રાજયોગ ચલાવશો તો હું તમારા વિના શી રીતે રહી શકીશ? તમે તો નિરંતર સદાએ મારી સાનિધ્ય રહો. તમે જાવ અને હું અહીયાં કણે એકલી રહું? કાચા સુતરને તાંતણે પ્રેમ બંધન થયું છે, રેશમ ગાંઠ દ્રઢ થઈ છે. તેમ છતાં પતિની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે હું કહેવા જોગ નથી. પણ સૂર્ય પ્રભુ સદા સુવર્ણમય મેર પર્વતની આસપાસ ફરે છે. લક્ષ્મીને છાતી સરસી ચાંપી રાખે છે. છતાં એક પત્ની વ્રત પાળે છે.

રામનીતિ સંભાળે છે. આદર્શ જીવન ગાળે છે. શ્રી રામચંદ્ર રૂપે કનક મૃગની સત્યતા માની સીતાને પંચવટીની મઢીમાં એકલી મૂકી ગયા હતા. માટે કંચનને કામિની કીર્તિનો નાશ કરે છે. એમ તમેજ મને કહેતા હતા. તેમાં વળી તમારા લટકા મટકા ભર્યા હાવભાવ હૃદયને આકર્ષી લે છે. આ કંઇ મારા હૃદયના તરંગ નથી કે જલતરંગ જેવા મનૂ તરંગ નથી જર્મનીના રંગ કરતાં પણ વધારે ચોટેલા અને ચકચકીત હૃદય પર સંસ્કૃત થઇ છપાયેલ જામેલા પ્રેમ રંગ છે. પ્રેમ લક્ષણા ભક્તિના આવશ્યક અંગ છે તે ફાટે પણ ફીટે નહિ, તો તૂટે ફૂટે તો ક્યાંથીજ ? ઉલટું તમે મને "શીલ" સાચવવા બોધ દો તેને બદલે હું તમને સાવધાન રહેવા કહેવા યોગ્ય છું શું ? પણ શું કરૂં ? ખેલ એવો છે ? લોક સાક્ષાત્ પ્રભુને પણ પૂરા પડે એવા છે ? અને પ્રભુ પ્રજાના પક્ષપાતી હોય એમ જણાય છે. પ્રજા માટે રામરૂપે પ્રભુએ સીતાનો ત્યાગ કર્યો. પણ પ્રજાને શમ દમ શીખવી સમાધાન થાય તો પ્રભુને સદા સાવધાન રહેવાની જરૂર પડે નહીં. લગ્ન વેળા જે "સાવધાન" દીર્ઘદર્શી બ્રાહ્મણો અને શુભચિંતક સાસુ વગેરે મોટે અવાજે કહે છે તે કોઇએ ભૂલવું જોઇએ નહીં. જો કે તમે તો માયાને કાઢી મુકી છે. પ્રભુ છો, એટલે શું સાવધાનીની અને સમાધાનીની શીખામણ દઉં ? બાદશાહ ત્યાં બજાર. જ્યાં જાઓ ત્યાં હજાર રાજધાની ખડી કરો એવા છો. પણ સ્વામીનાથ, માયાનો પટ હજારો ગાઉથી પણ પૃથ્વી પર કોને છોડે છે ? માટે હે વ્હાલા વ્હાલમ, આ વલવલતી વ્હાલીના વિનય ભર્યાં વેણુની વિનતી "વિશેષ દાદ" રૂપે વધારી વિચારમાં લો.

પ્રભુ કહે છે :—

સતી તમે છો સત્વતી ને, સત્ભામા કેમ થાઓ ?
સમજો છો મનમાંહે સઘળું, શા માટે મુંઝાવો ? મને. ૨

અહો ભવ્ય ભામિની સત્વતી, આમ ખાલી ભામા શા માટે કાઢો છો ? તમે તો સમજુ છો, તમે સર્વ વ્યાપી પ્રભુની સાથેજ સદા છો. પ્રભુ સ્વરૂપે વ્હેવારમાં આવી છો, માટે "વ્હેવાર સાચવી," હરેક પ્રાણી પ્રભુજ છે એમ જાણો. આ ચાવી હાથ નથી આવી ત્યાં સુધી મુક્તિ નથી એ વાત પર ધ્યાન રાખો. અને મને વિદેશ જવા રજા આપો. કહ્યું છે કે :—

यो न संचरते देशान् योन सेवेत पंडितान् ।
[illegible] बुद्धि घृत बिन्दु रिवांभसि ॥१॥

જે દેશ વિદેશ જતો નથી. પંડીતોની સેવા કરી પંડીતાઈ શીખતો નથી. તેની બુધ્ધિ સંકુચિત રહી જાય છે. જેમ (દુધ કે) પાણીને વિશે ઘીનો છાંટો વેરાઈ રહે છે તેમ માચીમાંનો માંકડ થઈ મોજ માણે છે. પણ તે કૂપ મંડુક કહેવાય છે કુવામાંનો દેડકો વિશાળ વિશ્વના વિસ્તારથી અજ્ઞાત છે. બાપનો કુવો કંઈ ડુબી મરવા માટે નથી. માટે મને જવાદે. સંકુચિત મનને વિશાળ બનાવ.

સતિ કહે છે :—

ભલે તમે પરદેશ પધારો, "કીર્તિ" પરણી લાવો,
સહુ પર પર ઉપકારી થઇને, ભક્તોને મન ભાવો. મને. ૩

જાઓ ત્યારે તમે પરદેશ ત્યાંથી કીર્તિદેવીનું હરણ કરી લાવજો. પણ એકવાર નાવલીઆએ ભવસાગરના નાવમાં બેસાડી. અને સુકાની હવે મધ્ય દરીએ વ્હાણને હિંડોળે એકલો મુકી, ભવસાગરના જગમાં એકલી મુકી, દૂર જાય એ કેમ ખમાય? તમે જાણો છો કેઃ—

અનાદિ હું તો છઉં તમારી, ગૃહલક્ષ્મી સતરાણી.
જોડીઆનું ઝવેરાત છું, વૈકુંઠની પટરાણી. મને. ૪.

અનાદિ હું સત્ચિત્ આનંદની સતવતી છું. વૈકુંઠની પટરાણી અને જોડીઆનું ઝવેરાત છું. અને તમારા ચરણની દાસી છું. કહ્યું છે કેઃ—

**धीराणां भूषणं विद्या मंत्रीणां भूपती नृपः ।**
**भूषणं च पति स्त्रीणां शीलं सर्वस्य भूषणम् ॥१॥**

ધીર પુરૂષનું ઘરેણું વિદ્યા છે. (રાજાનું ઘરેણું તેનો પ્રધાન છે) મંત્રીઓનું ઘરેણું રાજા છે. સ્ત્રીઓનું ઘરેણું તેના પતિ છે. અને શીલ સદ્‌ગુણ એ સર્વેનું ઘરેણું છે. માટે સર્વસ્વ એવું જે શીલ તે સ્ત્રી, પુરૂષ, દરેકે સાચવવું. કેમકે એ ઘરેણું ફરી ફરી ઘડાવે પ્રથમ જેવો ઓપ આપતું નથી.

પ્રભુ કહેઃ—હે પ્રિયા તું કોઇ જાતની ફીકર મ કર. ધન મકર કુંભ, કુંભ રાશી તે રાસી છે, તે નિરાશી—ઉદાસી—કરાવે છે. તે બ્રહ્મા વિષ્ણુ મહેશ સર્વેને કપાળે હાથ મુકાવે છે. માટે કર્મણો ગહના ગતિ, કર્મ, દેવ દાનવ કોઇને, સાક્ષાત્પ્રભુને, પણ છોડે એમ નથી. બાકી

**૫૯. ઝુલણા**

જોડીએ રે જોડીએ, ને જોડીઉ ના છોડીએ.
વ્હાલી ના વછોડીએ, દેવીને હાથ જોડીએ. જોડીએ રે જોડીએ ૧

એમ દેવ પત્ની પ્રત્યે લઘુત્વ દર્શાવી પ્રભુએ પોતાનું પ્રભુત્વ પ્રગટ કર્યું.

શ્યામાને સમજાવી ચાલ્યા, ભકતો માટે ભાવે,
પ્રેમ મુતિ પ્રાણપ્યારા, કયારે પાછા આવે. મને. ૫

સૂર્ય પ્રભુ શ્યામાને સમજાવી સૂર્યપુર રવાના થયા, પણ સતિ તો એજ વિચાર કરે છે કે "પ્રેમ મૂર્તિ પ્રાણપ્યારા કયારે પાછા આવે." શું કહે છે? વ્હાલા કંઇ નહિ તો, જ્યાં તમારી "જીત" થાય ત્યાંથી "હાર"ના કંડીઆ ભરી ભરીને મોકલજો. બે હાથ ભેળા કરી બતાવું છું કે ઓલા લાડવા જમો ત્યારે મને યાદ કરી લાડવાના દાબડા ભરીને આંહી મોકલજો. પ્રસાદી તો બધી જોઇએ. શ્રાદ્ધ પક્ષમાં જમાતા દુધપાક મોકલવાનું તો હું કહેતી નથી. ફૂલના હાર કાંઇ કરમાઇ જવાના નથી. લીલાછમ રહેશે. સતિના સતિત્વની એ એક પરીક્ષા છે. સત્ભામા તરીકે મેં રૂસણું લીધું ત્યારે તમને કડવું લાગ્યું હતું, પણ પારિજાતકનો છોડ સત્ભામાને આંગણે મારે આંગણે–વાવ્યો હતો. તેથી તેના પુષ્પના હાર હવે તમારી ડોકમાં પડે છે. એ પણ તમારા પ્રભુત્વની સબળ સાબીતી છે. પ્રભુજી વાવેલું લણો છો. વગર વાવે કોઇને કાંઇ મળતું નથી. અને કરેલું કાંઇ જતું નથી. નહીં આપ્યું હોય તે બચારા બળીને બેઠા થાય પણ તે કાંથી પાળે? નાહક કોઇ ઇર્ષ્યા કરે તો તેથી તેનું કાંઇ વળે નહી, હીણભાગી તો માત્ર પાપનો ભાગી થાય.

૬૦ ગીતિ

હાર ચડાવે લોકો, જાણે ખીંટી ઉપર લટકાવે,
ખીંટી પેઠે ડોકી નમતી, દેખી પુષ્કળ પહેરાવે. ૧.
રામા રામા રામા, હરે હરે રામા.

હાર તો લોકો જાણે ખીંટી પર ચડાવતા હોય એમ પુષ્કળ પહેરાવશે. પણ ભકતોને ખબર નથી. કે બહુ ભારથી ખીંટી નમી જાય. પણ સૂબધો આસામી અસીલ હોય ને પુરતો ભાર ખમી શકે છે. મેં સાંભળ્યું છે કે નાની નાની છોડીઓ હાર પહેરાવે તેથી નીચા નમવું પડે છે. હારનો ભાર અને આ ભાર એવોજ છે. 'હાર''થી તો ભારતીના ભારથી મહારથી પણ નમે. નમે તે પ્રભુને ગમે. વાંકા વળતાં ફેફસાંને ઇજા આવે તે પણ સહન કરીને ત્રણ વેળા તો સૂર્ય પ્રભુ નમેજ નમે. એક તો સાંજ ટાણે સૂર્ય નમી જાય એટલે સૂર્ય પ્રભુ નમે બીજું વળી સંધ્યા ટાણે કથામાં પ્રભુની છબી પાસે મુકેલી કરતાળ હાથમાં લેતી વેળા પ્રભુ–સ્વરૂપ–પાસે નમવું પડે. અને ત્રીજું તો "હાર" પહેરાવવા આવનાર નિર્મળ નિર્દોષ

બાળક જે પ્રભુ તુલ્ય છે, તેની આગળ વાંકા વળવું પડે. વારૂ ત્યારે આ હારના કંડીઆ સુરતથી મોકલશો તે જોડીઆમાં "જયદેવ પાઠશાળા"માં રાખીશું કે વૈકુંઠ લઇ જઇશું ?

આમ શોકાશોક હાસ્ય વિનોદમાં દંપતી શુભ હેતુથી અન્યોઅન્ય વિખૂટા પડયા. અને પ્રભુએ પ્રયાણ આદર્યું. પણ સુરત આવ્યા પછી શુભ કાર્યમાં પણ વિઘ્ન આવવા લાગ્યા. નારાયણનો ખેલ ખરેખર વિચિત્ર છે. એના પધારવાથી ભલભલાના ચરિત પ્રકાશમાં આવવા લાગ્યા. સુરા પણ અસુર જેવા ઢોંગ કરવા લાગ્યા. એવો તમાસો જોવાજ પ્રભુ અવતરે છે. બાકી સ્વયં નારાયણને શું કરવું બાકી છે?

## ૧૧. ખમાચ.

નારાયણ જીનકે હીરદેમેં, સો કછુ કર્મ કરે ન કરે રે નારાયણ.
સૂરજકો પરકાશ ભયો જબ, દીપકી જ્યોત જરે ન જરે રે, નારાયણ. ૧

સૂર્યપ્રભુએ સુરત આવી કથા કરવા માંડી કે તરત આસપાસની હવામાં લાગતા વળગતામાં ખળભળાટ થવા લાગ્યો. આકાશ ગાજી રહ્યું, સ્વર્ગવાસીઓ અને કૈલાસવાસીઓ કહે પ્રભુએ પૃથ્વી પર અવતાર કેમ લીધો, તેનું દશ દીવસમાં કારણ લખી મોકલો. પણ કારણ કયાં લખી મોકલે ? તેમનું કંઇ ઠેકાણું હોય તો કે? માત્ર ગગન કુસુમવત્ શશશિંગ પેઠે ભાસ માત્ર આસપાસનું વાતાવરણ તપી ઉઠયું, સૂર્યનું તેજ સહન થવું કઠીન થઇ પડયું. કલ્પના અને રાગ દ્વેષ વિનાની તો કોઇ કથા કે કોઇ આખ્યાન હોઈ શકેજ નહીં, કથા એટલેજ પગલે પગલે શંકાનું સ્થાન. પછી તે કથા પ્રાચીન હોય કે અર્વાચીન હોય, શાસ્ત્રાનુસાર હોય કે વ્હેવારાનુસાર હોય. મનનું સમાધાન કરવા "શાસ્ત્ર"નું ઠીંગડું ચોંટાડી આપે પણ શાસ્ત્રનો ટેકો કંઇ અસત્યને સત્ય ઠેરવી શકે નહીં, પરાણે મનાવી શકે. શ્રદ્ધા રખાવી સમાધાન કરી આપે, તેટલા માટે કથાની કાયા જોવાની નથી. પણ તેના ગુણ, તેનો બોધ, તેનું તત્વજ્ઞાન જોઇ કૃતકૃત્ય થવાનું છે. તેમ છતાં ઠેકાણે ઠેકાણે આ નિર્દોષીના ઉપર કંઇક રમુજી આળના કીરણો એકજ કેંદ્રમાંથી વિસ્તારને પામવા લાગ્યા. સ્પષ્ટ વકતાઓએ સૂત્રો અને ભાષ્યોથી પાંડિત્ય-ચાતુર્ય, ગદ્ય અને પદ્યમાં પ્રગટ કરવા માંડયું. જેમ જેમ ઇર્ષા અને નિંદા વધતી ગઇ તેમ તેમ સુવર્ણની પરીક્ષા ઉજ્વળ થતી ગઇ. મનુષ્ય પ્રભુ, મનુષ્યની પરીક્ષામાં પાસ થતા ગયા. દૈવી ગુણ ગુપ્ત કયાં સુધી રહે? પ્રત્યક્ષ સદ્‌ગુણ પ્રસિદ્ધિને પામ્યા. સૂર્ય પ્રભુનું નામ સાંભળીનેજ લોકો કહેવા

લાગ્યા કે જ્યાં સુરજનો પ્રકાશ થાય ત્યાં દીવો કે મશાલ સળગે તોયે શું ને નહિ સળગે તોયે શું? એટલુંજ નહિ પણ વાતાવરણમાં ખળભળાટ આકાશ સુધી પહોંચી ગયો. સૂર્યનું નામ સાંભળીને કેટલાક આદિત્યો નવરા પડ્યા તેમને કંઇ કામધંધો સુજે નહિ. એ આદિત્યો કહેવા લાગ્યા કે, "સૂર્ય તો આકાશમાં હોય." પૃથ્વી પર સૂર્ય નામ રાખવાનો કોઇને અધિકાર નથી એમ કહી તેઓએ ખળભળાટ મચાવી મુક્યો. કૈલાસમાં પૃચ્છા થઇ કે સૂર્યની સાથે "શંકર" નામ કેમ રાખ્યું? પ્રથમ તો શાસ્ત્રાર્થ એ નીકળ્યો કે સૂર્ય અથવા શંકર એક નામ હોત તો તે દરગુજર થાત, પણ સૂર્ય અને શંકર એવું "જોડીઆ" નામ કેમ સહન થાય? એ તો બેવડા તેજની ઉચાપત થઇ. આ સઘળો આડંબર, મેઘાડંબર થઇ પડ્યો.

નરો વા કુંજરો વા કરનારા કેટલાક તો સ્તબ્ધ મૌન ધારણ કરી રહ્યા પણ એક તત્ત્વજ્ઞએ ટીકા કરી કે જોડીઆ એટલે શું? જગતમાં એક હોય, ત્રણ હોય; બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરની ત્રિમૂર્તિ જાણીતી છે, પણ આ તો દ્વૈત-બે-જોડીઆ એ કેમ સંભવે? મધ્વાચાર્ય ક્યાંથી પધાર્યા? એક પરમેશ્વર. ત્રણ ત્રિમૂર્તિ, પણ જોડીઆનો જમાનો તો અતિ સનાતન, બહુ જુનો. જુગલાઓ જુગ જતો રહ્યો, અને જુની આંખે નવું જોવાનો જમાનો આવ્યો. દ્વૈત તો મધ્વાચાર્ય પણ સ્થાપન કરી શક્યા નથી. 'બે' એવી વસ્તુજ નથી. બે હાથ કહીએ તો તે ખોટી વાત છે. એક હાથને છેડેથી ખભાનો ભાગ વચમાં લેતાં બીજા હાથને છેડે સુધી સલંગ એકજ વસ્તુ છે. અથવા તો બે હાથ અને ત્રીજી વસ્તુ તેને સાંધનાર છાતી એમ ત્રણ વસ્તુ છે, છુટી છુટી અનેક, પણ સાંધીએ તો એકજ. બે હાથ કાપીને મુક્યા હોય તો પણ તે "બે" કહેવાય નહીં, કેમકે વચમાં આકાશ ત્રીજી વસ્તુ છે તેથી તે બે જુદા દેખાય છે. એ પ્રમાણે આપણે અનેક, જુદા. જુદા દેખાઇએ છીએ, પણ આપણી વચમાંની વસ્તુઓ જોતાં, સાંધતા સંધાયેલી જોતાં, આપણે બધા મળી એક પરમબ્રહ્મજ છે. એકજ સમુદ્રમાં વ્હાણ જુદાં જુદાં, પણ અમુક સમુદ્રના પાણી એકજ કે જેમાં વ્હાણ તો ઉપર ઉપર તર્યા કરે. વહાણ પણ પાણીમાં વસ્તુતઃ પાણી થનાર.

## ૧૨ ગીત

જેને જેવું ફાવ્યું, તેવું તેણે ડહાપણ ફેલાવ્યું,
પણ શુદ્ધ બુદ્ધિ નાંખી, તેથી એમાં કોઇનું નહીં ફાવ્યું. ૧
રામા રામા રામા હરેહરે રામા.

એક કહે "સૂર્યશંકર" નામ ભલે રાખ્યું. જાવ, એટલો ગુન્હો માફ છે. પણ સુરતમાં કેમ આવ્યા ? શું એ ગ્રામ્ય દેવ છે ? કે ફરતા ફરતા આવી ચડયા છે ? સૂર્યપુરમાં નવો સૂર્ય કેમ ખમાય ? છાપા છપાવીએ. હેંડબીલ બહાર પાડી પ્રશ્ન પુછીએ. શાસ્ત્રાર્થ કરીએ. સભાની ઉલટ કરી "સભા"નો "ભાસ" કરીએ. અલ્યા ભાઇ, હે "અર્વાચિન," તમને સંસ્કૃત આવડે છે કે ? અરે ભાઇ પુછો એને, એ બ્રાહ્મણ છે કે ? એને મુછ છે ! એ સંસ્કૃત કોની પાસે શીખ્યા ? એનો કોઇ ગુરૂ છે કે નગુરા છે ? એમ પ્રશ્ન પરંપરા ચાલી. ભકતો કહે ? આ શું ? તમને પ્રશ્ન પુછવાનો અધિકાર કોણે આપ્યો ? આવી પૃચ્છા ? એના ગુરૂ તો સમર્થ છે, તેમ નહીં હોય તો એ પોતે આવા સમર્થ શાસ્ત્રી શિરોમણી કથાકાર ક્યાંથી નીવડે ? પણ જેને સમુદ્રમાં નાવ મળે તેને પાણીમાં હાથ પછાડી વાણીના અને પાણીના વમળમાં વહેવાની જરૂર શી ?

ખમાચ

નાવ મીલી જીસકે જળ અંદર, બાહુસે નીર તરે. ન તરેરે. નારાયણ. ૨.

પેલા આદિત્યો—સૂર્યના પર્યાય નામો, અમર કોશમાં ઉદ્દભવેલાં નામો, પોતાના નામ પર તડાપ પડતી સમજી, પેટંટ કાયદાનો ભંગ ગણી, ટંટો ફીસાદ કરવ—સુલેહનો ભંગ કરવા ફાંફા મારવા લાગ્યા. અને અમર કોષમાંથી પોતાના નામ બાતલ થાય એવા પ્રયત્ન કરવા લાગ્યા. પોતાના મૂળ નામ બદલી ઇર્ષ્યાશંકર, કડવાશંકર, તોફાનીશંકર વગેરે નામો ધારણ કરી, શંકર એટલે લોકોનું ભલું કરનારને બહાને બહાર પડયા. અને અમર કોષમાં અમારે અમર નામ રાખવા નથી એમ પોકાર કરવા લાગ્યા. બ્રાહ્મણ તો ભૂદેવ છે. પ્રભુનું સ્વરૂપ છે. પ્રભુમાં ને બ્રાહ્મણમાં ભેદ ગણાય નહીં. પ્રભુ પણ કહે છે કે "મારો બ્રાહ્મણ પહેલો, પછી હું." બ્રાહ્મણની તો પૂજા કરવી. એને પૂજો કે એના ચરણની રજ પણ ગરજવાળાને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરાવે માટે સૂર્યશંકર નામ પરવાનગી વગર રખાય નહીં. પોતાની વાનગી લોકો લેતા હોય તે લોકોને પરવાનગી, પારકાની વાનગી લેતાં અટકાવવા માટે મનાઈ—તાકીદ મળવી જોઇએ. એમ જેને જેમ ફાવે તેમ કહેવા લાગ્યા. કહેનાર એક બે, અને આખી કોમનું કે વર્ગનું કે સભાનું નામ નાહક સેળભેળ કરવા લાગ્યા. પરંતુ પારસમણિ તો લોહને પણ સુવર્ણ બનાવે, તો અગ્નિ અગ્નિને, ભૂદેવ ભૂદેવને, અને બ્રાહ્મણ બ્રાહ્મણને બનાવે એમાં શું આશ્ચર્ય ! કદાચ સૂર્યશંકર અને અન્યશંકર

સ્ત્રીઓનું વર્ણન ભલે કરે, પણ તે પુરૂષો આગળ કરવું જોઇએ; સ્ત્રીઓ આગળ સ્ત્રીઓનું વર્ણન કરવા એને શો અધિકાર છે? આવા આવા અતિશયોક્તિભર્યાં અનેક અભિપ્રાયો અપાવા લાગ્યા. પરંતુ જે થયું તે ઠીકજ થયું. જેતી તેની હોંસ પુરી પડી. એ બહાને અને એ નિમિત્તે સહુ સારાં ખાનાં થયાં. કહેની કહેની કરતાં કહેનીના વ્હાણુ ફાટયાં. છપાયલા હેન્ડબીલોથી લોક વધારે જાણીતું થયું, અને ખરી કીંમત અને પરીક્ષા રૂબરૂ આવનારને થવા લાગી. વગર દીઠે સાંભળે મત બાંધનાર તો પોતાના મનસ્વી તરંગનું પુછડું પકડી રહ્યા. નનામા લેખાણોની તો નનામી કાઢડી, ચાર ખૂણે ચાર ગાંસડી સાથે, બહારો બ્હાર અશ્વનીકુમાર પહોંચી ગઇ. કોઇએ પણ નાહક શા માટે અપજશની ગાંસડી બાંધવી જોઇએ. હે શ્રોતાજનો,

## ૬૪ કેરબો.

મત બાંધોરે ગઠડીઆં, અપજશકી, રે, મત૦
અપજશકી રે, અપ જશકી. મત૦

ભાઇઓ અપજશની ગાંસડી બાંધવામાં પાપ છે. માટે કોઇ તેમ કરવા મથે તો તેને પણ સન્માર્ગે ચડાવવા. એમ કથા ચાલે છે એટલામાં વળી કંઇ ગપગોળા આવ્યો. ભોળા શંકરને નામે કોઇએ શંકરનું નામ આગળ કરી ગોળા ગબડાવવા માંડયાં. વળી બીજાઓના નામો પણ ખરાખોટા સાથે સાથે લપેટવા લાગ્યા. તેમાં વળી પ્રભુનું મન ના+રદ તો કોઇ રીતે રદ થાય નહીં. નારદને તો મોટા મોટા કથાકારો તરફથી તોફાનનું સનાતન સરટીફીકેટ મળેલુંજ છે. પણ તે નિર્દોષ અને નુકશાન વિનાનું તોફાન. તમામ કથા કીર્તનના મૂળ પુરૂષ નારદના પણ એ હાલ! અરેરે, કૃતજ્ઞતા અને કૃતઘ્નતા વચ્ચે એજ તફાવત છે. નારદે પણ તોફાન કરવા માંડયું. માયાને વૈકુંઠમાંથી કાઢી મુકેલી તેને નારદે ચડાવી. તેને જ્યાં જ્યાં સ્થળ મળ્યું ત્યાં તે ભરાઇ બેઠી. અને અનેક તોફા તોફાન કરવા લાગી. પણ તોફાની ચાવાએડા તો ફાની છે. સુકા સુકાની વ્હાણુને કીનારે લાવે તો શંકરનો અમુલ્ય માલ લેવા સેંકડો ભક્તો કીનારે આવી કથા અમૃતરૂપી સુકા માલ લઇ ભારે પુણ્ય હાંસલ કરવા લાગ્યા. માટે હે ભાઇઓ, પ્રભુનું ધાર્યું થયાં કરે છે. આપણને તો માત્ર નિમિત્ત થવાનું છે. માટે રૂડા નિમિત્ત થાઓ.

નર કપરનસેં ડરત હેં, નરક પરનસેં નાંહી,

નર કપરાં લોકથી ડરે છે અને પ્રભુને નહીં ઓળખતાં કપરાના ડરથી અથવા લોભથી તેના કહ્યા પ્રમાણે પાપ પ્રપંચ કરે છે.

જશ દાતનકો દેત હે, જશદા તનકો નાહીં.

કોઇ કંઇ આપે તો તેના જશ ગાય છે. પણ દાતાના દાતા પ્રભુ જશોદાના તન--તેના ગુણ ગાતાં જીભલડીને આળસ અને શંકા આવે છે જીભ નીંદા કે લવરી કરતાં નવરી પડતી નથી. માટે કહ્યું છે કે:—

"મત બાંધીરે ગઠડીઆં અપ જંશકી."

સોનું બાંધો, રૂપું બાંધો, દર બાંધો, દાગીના બાંધો, કપડાં બાંધો, લત્તા બાંધો, મહેલ બાંધો, મંદીર બાંધો, પણ પાપના પોટલાં ન બાંધો. ગર્વ કોઇનો રહ્યો નથી. ને રહેતો નથી. કોઇ વાતનો ગર્વ કરવો સુજ્ઞ જનને છાજે નહીં.

## ૬૫ ધનાશ્રી

ગર્વગંજન ભગવાન, પ્રભુ છે, ગર્વગંજન ભગવાન.
અભિમાન તો સુરાપાન છે, કરશો નહીં અભિમાન. પ્રભુ છે. ૧.

પ્રભુને ગર્વ વ્હાલો નથી. તેથી ગર્વિષ્ટનું ગંજન-ભંજન કરવા તત્પર થાય છે. ભલભલા ગર્વકરીને, ગર્વના ગાડાં ભરીભરીને પાછા પડયા છે. "ગર્વ જાય રેલમાં, તો પડતી દોડે તારમાં." એમ પડતી હમેશાં ગર્વની આગળ આગળ તૈયારજ છે.

## ૬૬ વ્હાલાજી મ્હારા કંસ હતો બહુ અહંકારી.

મોહનજીએ નાંખ્યો મારી રામ, હરિવર સંકટ હર્તા. ૧.

કંસ કેવો અહંકારી હતો ? પણ તેનો મદ પોતાનો મામો છતાં, પ્રભુએજ ઉતાર્યો.

વ્હાલાજી મારા કાળીનાગે તે ફંદ કીધો,
લટકાળે નાથી દીધો રામ, હરિવર સંકટ હર્તા. ૨.

કાળીનાગ જેવા "અહંકાર"ને પણ મારા નાથે નાથી દીધો. સમુદ્રે ગર્વ કર્યો. તો રામચંદ્ર પ્રભુએ તેને પાજથી-સેતુવડે-બાંધી લીધો. અને તે જોઇને સમુદ્રની પટરાણી જમનાજીએ પ્રથમથીજ વિચાર કર્યો કે મારા સમર્થ સ્વામી સમુદ્રને પણ જેણે શાસન કરી બાંધી લીધો, એવા પ્રભુ આગળ મ્હારૂં શું ચાલશે ? એમ વિચારી તરતજ વસુદેવને જમના ઉતરવા વાસુદેવ પ્રભુનો અંગુઠો અડતાંજ જમનામૈયાએ પોતાના બે વિભાગ કરી દઇ, પોતાના શીર

પર્વના સેંતાના બે ભાગ કરી, તે ઉપર વસુદેવના ચરણ સ્પર્શ કરી, સર્વ આજ્ઞા શિરસવંદ્ય છે એમ સ્વીકારી, સામે પાર જવા માર્ગ દીધો.

ધનાશ્રી:—

અહંકારે રાવણ રોળાયો, કંસ તજી ગયો પ્રાણ. પ્રભુ છે. ૨.
ગર્વ થતાં સાગર બંધાયો. કુદી ગયા હનુમાન. ૩,
સ્વરૂપને સમજી લઇ રાચો, શાનું કરો અભિમાન. પ્રભુ છે. ૪.

ધન, દોલત, વિદ્યા, રૂપ. જોબન, મોટર, વાડી, ગાડી, લાડી, કશાનું અભિમાન કરવાનું નથી. બધું ક્ષણભંગુર છે. ભગવાન અહંકારીનું સર્વસ્વ લઇ લે છે. તમે પૂછશો કે નાણું હોય તો તેનો મદ ના કરીએ? ના, ના.

ન રહ્યું રે નાણું રાજા નંદનું, સર્વે સુપન વ્હેવરજી.

નંદ રાજાનું અથાગ નાણું પણ ના રહ્યું. ત્યારે બ્રાહ્મણત્વનો અહંકાર? તો કે ના તે પણ નહીં. વારૂ ત્યારે આ કથાકાર સૂર્યશંકર બ્રાહ્મણ છે? એક કહે -અરે એ તે વળી બ્રાહ્મણ હોય? એ તો બાવો હશે. વારૂ એણે મુછ મુડાવી છે કે બડમુછો છે? તે તો એને પુછો.-આવું આવું પુછો તેનો ઉત્તર શું હોઇ શકે? ઉત્તર સાંભળો.

૬૮ દુહો

દેશવિદેશે સાંભળી, ખ્યાતિ વારંવાર,
ગણાય સુરત શહેરમાં, બડમૂછા હુશીઆર, ૧.

સીયાવર રામચંદ્રકી જય.

તેથી મૂછ મુડાવીને, કથા કરું સુખદાઇ,
એમાં કારણ શું પુછો, મૂછોવાળા ભાઇ. ૨.

મનમુંડણનું પ્રથમ પગથીયું મસ્તક મુંડન છે, અને મસ્તક મુંડન થાય તે પહેલાં મુછમુંડન વીશમી સદીના વિદેશી શિક્ષણ શાસ્ત્રની એક ફેશન અથવા કોઇ પ્રકારનો સત્યાગ્રહ અથવા મુછાળો કથાકાર જોઈ કોઇ મોહિત થાય તો તેને અટકાવનારૂં એક સાધન હોઇ શકે. પણ સૂર્યપ્રભુ તો સાફ કહે છે કે કારણ શું હોય? જેનું એ બાબતપર ખાસ ધ્યાન ખેંચાયું હોય તે જો મારું એ બાબતમાં અનુકરણ કરશે તો મને તે બદલ જરાપણ ઇર્ષ્યા થનાર નથી, ઉલટો આનંદ થશે હું ઉદાસીન બ્રાહ્મણ ગૃહસ્થ છું. ઉદાસીન+ન=એટલે મને કદી ઉદાસી નથી. પણ તમે આ શું લઇ બેઠા છો? જે પરોપકાર કરે, જે ઉપદેશ કરે તેના પર પણ દ્વેષ! સાધારણ મનુષ્ય કે

ઉપદેશક કોઇ પણ દ્વેષ કરે તે હિતાવહ નથી. કોઇ ઉપદેશક તો દ્વેષનો અધિષ્ઠાતા નજ હોઇ શકે, મને તો મારો છગડે છ સદા આનંદમાંજ રાખે છે. અને કહે છે કે:—

૬૯ છગડે છય તું કહે જે, સદા આનંદમાં રહેજે.

એ મૂળ છગડો કયો ! એ છેતરપીંડીનો "છ" કહેવાય. એ લોકોને છેતરનાર છગડો. રગડો કરી ભાંગ પીનાર અને વચમાં અથવા છેડે મોટું મીંડું રાખનાર, ગાલમાં તમાચો મારીને મોં લાલ રાખવાની વાતો છે. હોય સાતમો, ને કહેવડાવે "છ", કક્કો ભણી જુવોને "છ" નો નંબર ગણી જુઓ. ક,ખ. ગ,ઘ, ઙ, ચ, છ. છે. સાતમો, પણ એનું નામ "છ" એ છેતર પીંડી પીંડમાંથી પેદા થઈ છે. સ્વાર્થ બુદ્ધિ વધી તેની સાથે છેતરપીંડી વધી, અંગ તપાસવા માંડયું, તેથી બિચારો "છ" સાતમો થઇ ગયો. કેમકે જ્યાં સુધી સ્વાર્થી "ઙ" વચમાં ઘુસ્યો ન હતો ત્યાં લગી "છ" તે "છ" છતો સતો પોતે સદાયે છઠ્ઠો અક્ષર છે, છે. ને છે.

પણ ભાઇઓ હું તો શ્રીમાળી બ્રાહ્મણ છું. અને મારા શ્રીમાળી બંધુઓને માટે મને સર્ગવ સ્નેહ હોય એ સ્વાભાવિક છે, તેમ છતાં કોઇ બાવો કહે, નાટકી કહે, તે બધું ભકતોને ખાતર સાંભળી લઉં છું. ટકટક કરતો નથી, ભાઇઓ, આ ટુંકા જીવનમાં એક કીડીને પણ નાહક દુભવશો માં, હું નાટકી હોઉં તો આ તંત્ર ઘડીપણ ટકે નહીં. સ્વતંત્ર લય થતાં પરતંત્ર પેસી જાય. નાટકનું નામજ એવું છે કે આ સ્થળે તે ના ટકે. ટકે ટકે રેવડી દાણા થઇ જાય. પણ આતો—

૭૦

મોહનનો મોહિની મંત્ર, ચલાવે આ બધું તંત્ર. ૧.

પ્રશ્ન:— ત્યારે તમે દેશાટન કેમ કરો છો ?

ઉત્તર:— **उदर निमित्तं बहुकृत वेशम् ।** દેશાટનથી સુજન દુર્જન અનેક સ્વજનની પર્જન્ય પેઠે પરીક્ષા થાય અને અનુભવ મળે. તેથી અજ્ઞાત રહેવા પ્રયત્ન કરૂંછું. પણ ઓળખનાર ઓળખી કાઢે છે. ગંગ કવિ શું કહે છે ?

કહે કવિ ગંગ સુનો શાહ અકબર, ભાગ્ય છુપે નહિ ભભૂત લગાયે.

આખું વિશ્વ વેશધારી છે. પરંતુ આપણું ચારિત્ર સારૂં જોઇએ. બાહ્ય દ્રષ્ટિવાળા ગમે તે કહે પણ આથી સ્વાર્થ સાથે પરમાર્થ બની રહે છે.

કહ્યું છે કે :—

**पिबंति नद्यः स्वयमेव नांभः स्वयं न खादंति फलानि वृक्षाः ।**
**नादंति सस्यं खलु वारिवाहाः । परोपकाराय सतां विभूतयः ।**

વૃક્ષ કંઇ પોતાના ફળ એકલપેટા થઇને પોતે ખાઇ જતા નથી. નદી કંઇ પોતાનું પાણી પોતે પી જતી નથી. વાદળાં પોતે જળ નાંખી પેદા કરેલું અનાજ કંઇ પોતે ખાઇ જતાં નથી. એજ પ્રમાણે આપણી આવડત અને જ્ઞાન બીજાનું ભલું કરવા માટે પરોપકાર્થે છે. આ સાંભળી એક કહે એ તો ઠીક, પણ વારૂ, તમને કફની પહેરવાનો શો અધિકાર ? અમે જેને સત્શાસ્ત્ર કહીએ છીએ તે સચ્છાસ્ત્રમાં તમારા જેવાને 'કફ' નો કે 'કફની'નો કે ભક્તિ કરવાનો અધિકાર લખેલો નથી. સરકાર માબાપે મોટામોટા અધિકારીઓને અધિકાર આપ્યા છે, તેવા અમે પણ અમારા મંડળો સ્થાપી સ્વયં અધિકારી બની અધિકારી કહાવીએ છીએ, અને ભ્રગુ ઋષિએ ભગવાનની છાતીમાં લાત મારી ત્યારે ભગવાને તેની ભવ્યતાની ભીતિથી એવા અધિકારીને મંજુરી આપી છે. પણ તમારા જેવાને કફનીનો અધિકાર આપ્યો કોણે ? એક જણે ઉત્તર આપ્યો કે કદાચ ઇજાર પહેરવાનો ઇજારો હોય. પણ 'કફ' ની ઉધરસ ખાવાની પરવાનગી હોય ? જડજ થવામાં તો જાણે હક જોવામાં આવે. પણ કફની પહેરવા માટે શાસ્ત્રજ્ઞની સનદ વીશમી સદીમાં હોય ? યુનિવર્સીટીનો ઝભ્ભો વગર હકે પહેરે તો કાયદાનો અમલ થાય, પણ કફની પહેરવામાં યે હક તપાસવાનો ? સત્શાસ્ત્ર કોને કહેવા, ને તે કેટલા છે, તેનું લિસ્ટ કોને ત્યાં છે ? વીશમી સદીમાં જેને ઇચ્છા થાય તે કફની પહેરી લેય છે, તે અટકાવવા ધારાસભામાં બીલ પસાર કરાવવાની જરૂર છે. ગમે તે "હેટ" પહેરી શકે પણ કફની ?

શાસ્ત્રના શસ્ત્ર અને અસ્ત્ર એવાં છે કે. એ તો શાસ્ત્રોની વાતું છે, જેને રામબાણ વાગ્યા હોય તેજ એ ઝીણી વાતું સમજવાના અધિકારી છે, ખરા અધિકારીઓએ તો એવી વાતું વગર સમજે ધિક્કારી છે. તે તેમની ભૂલ છે. એ કાયદાની વાતું છે એટલુંજ નહિ પણ અંગત ફાયદાની વાતું છે અને વાયદાની વાતું પણ ખરી. કોઇ ભીખ માગે તેનો પણ કાયદો, પરવાનો માગી શકે છે, કેમકે તેમ ન હોય તો રખડતા રઝળતા લોક પણ પ્રવેશ કરે, અને જનસમાજની લાજને હાની આવે. અરે પણ આ લાલ પીળી કફની શી ! કીમતી ? વાહ કેવી શોભે છે ? તેમાં વળી "રાધા કૃષ્ણ" છાતી પર ભગવાનના કૌસ્તુભ મણિની યાદ આપે છે. "રામ" નામનો

ઉપરથી પટો છે, આં બધું એને કેમ ? એને કે એના લટકાને ? કે એના વિનયને ? કે એના માધુર્યને ? અરે એમાંનું કાંઇ નહીં. જરા દીર્ઘદષ્ટિ કરો, એતો એના પૂર્વ જન્મના કર્મ કંઇ હશે, નહીં તો આવું કેમ હોય? આમ તર્કવિતર્કમાં કેટલાક મુગ્ધ થઇ ગયા, અને કોઇ કોઇ મોહિત થઇ પૂઠે લાગ્યા. ડોકમાં હારના કંઠા જોઇને તો કૃષ્ણ પરમાત્માની આબેહુબ પ્રતિમા જોઇ લો. તેમાં વળી ભગવાનની બેન વીજળી—નો દીવો, વૃક્ષ પર ટાંગેલો. અને તેનો પ્રકાશ મુખ ઉપર; એટલે તો પછી સૂર્ય પ્રભુના સ્વયં પ્રકાશમાં વીજળીની લાઇટ—તેમાં હારના પુષ્પ ઝગઝગ થાય, તે દેખી ભાવિક ભક્તો બે ઘડી નીહાળી નીહાળીને દર્શન કરે. અને પ્રભુનું સુદર્શન તરત યાદ આવ્યા વિના રહેજ નહીં, પણ જ્યાં ઓળખ નથી ત્યાં કદર નથી. નાકદર અને કદર્ય એમાં કેટલો તફાવત છે? કોઇ પણ પરોપકારી ઉપદેશકને નાહક નીંદવાથી નુકશાન થાય છે. કૃપાસિંધુ જેવા કથાકારના કલેજા કાપવાથી કોનું કલ્યાણ થયું છે? ઉલટું બને તો અમૃતસિંચન કરવું જોઇએ. પણ અમૃત ઢૂંઢનારે સાપના રાફડામાં હાથ ઘાલવો નહીં. રાસડા ગાવા કે રસામૃત મળે. પૂરા પ્રેમીને ધન્ય છે. પ્રભુ અધુરાના દર્શન સ્વપ્ને પણ કરાવીશ નહીં. બ્રહ્મા પણ અધુરાનું રંજન ભાગ્યેજ કરી શકે. નરસિંહને ભાભીના મહેણાંથી પ્રભુ મળ્યા. ધ્રુવને અપરમાતાના ઉપાલંભ—કઠણ વચન—થી પ્રભુ દર્શનનો લાભ મળ્યો. તેમ સૂર્ય પ્રભુનું મહત્વ એના વિરોધીએ પ્રસરાવ્યું, એ તેમનો મોટો પાડ. સાક્ષાત પ્રભૂને પણ લોક ફાવે તેમ કહે છે. તો મનુષ્ય દેહ ધારીને કહે તેમાં શું આશ્ચર્ય? કેમકે ઓળખાણનો અભાવ છે.

## ૯૩. ગીતિ,

**સુભદ્રાને હરવા, સન્યાસી થઈ અર્જુન એઠાતા,**
**પણ આ તો પ્રભુ આવ્યા, દેવાં સુ'ભદ્ર' સુખડાં મલકાતાં. ર**
**રામા રામા રામા હરે હરે રામા.**

આ કંઇ અર્જુન છે ! આ તો નારાયણ પોતે, એટલે નર —અર્જુન પેઠે કૃત્રિમ સન્યાસી થઇ સુભદ્રાનું હરણ કરવા ઇચ્છા નથી. પણ સર્વને પરોપકાર દૃષ્ટિથી સુભદ્ર—સુખ સુધા વર્ષાવી—સુખી કરવા માગે છે. તેમ છતાં એનું સુખ અને કીર્તિ એને નહીં ઓળખનાર સાંખી શક્યા નહી પરંતુ—

आदित्य चन्द्रावनिलो नलश्च । द्यौर्भूमिरापो हृदयं यमश्च ।
अहश्च रात्रिश्च उभे च संध्ये । धर्मो हि जानाति नरस्य वृत्तम् ।

આમાં પ્રથમ આદિત્ય—સૂર્ય જ મનુષ્યની વૃત્તિ જાણી લે છે. તેમ છતાં દીવ્ય આકાશમાં વિહાર કરનાર આદિત્ય જ સામા પડ્યા. જો કે સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, આકાશ, પૃથ્વી; પાણી, હ્રદય યમ,. દિવસ; રાત, બંને સંધ્યા અને ધર્મ એ બધા આપણી ગુપ્ત વૃત્તિને જાણી લે છે. તેમ છતાં પાપ કરનાર એમનાથી એ ક્યાં ડરે છે? આવા સમર્થ ઑનરરી ડીટેકટીવોથી સૂર્ય પ્રભુનું ઉત્તમ ચારિત્ર્ય કેમ છૂપું રહે?

હવે ભકતોએ મહારાજશ્રીને 'ભલે પધાર્યા' કહી ધોળ ગાયું.

૭૫. (ગરૂડે ચડી આવજો ગીરધારી.)

ભલે મહારાજ પધાર્યા સુરતમાં, દીધાં દર્શન શુભ મુરતમાં. ભલે.
જોડીઆથી સુરત પધાર્યા, ભકતોના તમે હર્ષ વધાર્યા,

**દઈ ઉપદેશ સહુને સુધાર્યા. ભલે. ૧**

તમે મુહૂર્ત જોઇને સુરતમાં પધાર્યા લાગો છો. જોડીઆથી સુર્યપુરમાં આવ્યા. જોડીઆ બંદર છે. બંદરથી વહાણ જાય. વેપાર થાય. ધન વધે. અને સહુ સુખી થાય, જોડીઆ બંદરે યોગ થાય. સાયુજ્ય મુક્તિ મળે. "યોગ" બંદરે આત્મા રૂપી હોડી લાંગરે. જોડીઆમાં શ્રી વૈષ્ણવ મંદીર છે. હવેલીની સામે પ્રખ્યાત સ્વમંદીરે "જયદેવ પાઠશાળા"ની પડોશમાં વિશાળ ભવ્ય ભુવનમાં ત્રિભુવનપતિ બીરાજ્યા, અને સુર્યશંકર નામે વસવા લાગ્યા. વિશાળ છે વૈભવ જેનો એવા વિપ્ર સૂર્ય પ્રભુ—પ્રભુની સ્વયંકૃપાના સુપાત્ર ગ્રામમાં અગ્રેસર, અને સ્વજ્ઞાતિમાં માનનીય અગ્રગણ્ય પરમ ભગવદી વૈષ્ણવ, વળી શંકરને વહાલા, "જોડીઆ"ને દીપાવવા લાગ્યા.

**૭૫ ચાલો સહુ જોડીએ, હવે કેમ છોડીએ?**

જોડીઆનું નામ દેતાં, દંપતી રહે જોડીઆ.
પ્રભુલીલા લહેર કરે, ઘેર બંધાય ઘોડીઆ.
ચાલો જઇએ જોડીએ, હવે કેમ છોડીએ? ૧

જોડીઆ બંદરનું મહાત્મ્ય એવું છે, કે એ પવિત્ર ગામનું નામ લેતાં વાંઝ હોય તેને કન્યા મળે, એટલે તે જોડીયા થાય; દંપતીને છોકરાં મ

થતાં હોય તો પ્રભુ સંતતી દઈ સુખી કરે એટલે ઘેર બંધાય બોલીમાં અને વિધવા વિદુર વગેરે ભક્તો તથા તેમને વશ થયેલા ભગવાન એ બે પક્ષનું ભક્તિ રસમાં ઐક્ય મેળવી—એક બીજાના જોડીયા થઇ, ભક્તો સાયુજ્ય મુક્તિ મેળવે. જોડીઆના સૂર્યપ્રભુ એવા ભારે ચમત્કારી છે, અને તે પુન્ય પ્રતાપ "જોડીઆ"ના છે. ચમત્કાર પણ બધો "જોડીઆ"નો છે. કહ્યું છે કે:—

गंगा पापं शशी तापं दैन्यम् कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च घ्नान्ति संतो महाशयाः ।

ગંગા તો પાપ હરે, ચંદ્રમા તાપ હરે, કલ્પતરૂ ગરીબાઇ દૂર કરે; પણ સંતપુરુષ તો પાપ તાપ ને દૈન્ય બધુંએ દૂર કરી પ્રભુની નજીક લાવી મુકે છે. એવા તમે સૂર્ય પ્રભુ.

જોડીએથી માટરમાં બીરાજ્યા,
તમે કોઇના નહીં જાવ ગાંજ્યા,
પ્રભુ પડધરી આવીને ગાજ્યા. ભલે. ૨

કોઇ કહે જોડીઆ તો બંદર છે. બંદર એટલે વાંદરો. અરે હા, મનરૂપી વાનરનો અર્થ એવોજ હોય. મનવાનરની કુદાકુદ ઓછી થાય તો નર પોતે નારાયણ થાય. હનુમાન બંદર, રામની કીર્તિરૂપી સીતાને હરી જનાર દ્વેષી રાવણના દશ મસ્તક છેદીને, લંકા બાળીને "અસંગ શસ્ત્રેણ દૃઢેન છિત્વા" પાછી સીતાને ઠેકાણે લાવ્યા, ને રામને સોંપી. રામને નામે પથ્થર તાર્યા. સમર્થ નળ—વાનર તરવાની અને તારવાની શક્તિ ધરાવતો હતો. આ જોડીઆવાળા સૂર્ય પ્રભુ સૂર્યપુર પધાર્યા છે; પણ તે વળગ્યા ને વળગ્યા, અને અળગા ને અળગા જળ કમળવત્ રહે છે.

ત્યાંથી રેલ ગાડીમાં બેઠા,
સુરત આવીને ઉતર્યા હેઠા,
સૌનાં હૃદીઆમાં એકદમ પેઠા. ૩.

પડધરી સ્ટેશનથી ઝટ દઇને આગગાડીમાં બેસી પોતે સૂર્યપુર આવ્યા અને સૂર્યપ્રભુની વિનય વિભૂતિ એવી કે સહુના હૃદીઆમાં વસી ગયા. એક ભાઇશ્રી તો એમ જણાવે છે કે "વધી કિંમ વધ્યુ જીવનમાં પ્રગટી ગઈ જીવન નું નુર મેળ ભર્યું." વાહ ધન્ય છે.

હવે પૂર્ણાહુતીનો વરઘોડો કાઢવાનો સમય આવ્યો. તે દિવસે માનુનીઓ મહારાજને શણગારવા મંડી પડી. એજ સ્પષ્ટ વક્તા ભાઇ જણાવે છે કે "કહું દેવ અરે કે માનવ તું, પણ તું તો કંઇ અદ્‌ભૂત રુડો." એવા રુડાને કઇ કઇ ચુડાવાળી રૂડી રીતે શણગારતી હવી ?

કેશર આડ કરે રે કેશરની,
ચંદા ટીલડી કરે રે ચંદનની.
પ્રભુએ સ્વીકારી સાન વંદનની, ભલે. ૪
નાની મોટી સૌ આગળ આવ્યા,
જોઇતા સાધન સર્વે લાવ્યા,
વસુદાએ વસુથી વધાવ્યા, ભલે. ૫

કોઇએ કેસર. કોઇએ ચદન. કોઇએ વસુ કહેતાં દ્રવ્ય એટલે સોના રૂપાના ફૂલથી અને વાડીના ફૂલથી તથા પ્રેમ પુષ્પથી અને ધોળ મંગળથી પૃથ્વી પરના સૂર્ય પ્રભુને વધાવી લીધા. આ બધું શાથી થયું વારૂ ?

## ૭૬. કવ્વાલી:

કરાવે એ બધું કુદરત, પ્રભૂ છે એક કરનારો. ૧

નિરાકાર નિરંજન કંઇ કરતો નથી, પણ આપણો સાકાર સગુણ પ્રભુ આ સઘળું કરે છે. અને કુદરતની શોભા અને શરમ રાખીનેજ પ્રભુ એ સઘળું કર્યાં કરે છે. હવે વરઘોડો પૂર દમામમાં સૂર્યપુરમાં સડક પર થઇ નીકળ્યો "વરઘોડો, વરઘોડો, વરઘોડો, વાલમનો વરઘોડો રે" એવા અવાજ થવા લાગ્યા.

## ૭૭. મહાડ,

**અહો કમલ નયન, કમલ વદન, કમલશાયન શ્યામ,**
**અહો ભારત ભૂષણ. આદર્શ જીવન. દૂષણ હરધન શ્યામ. અહો.**

પ્રેમ લક્ષણા ભક્તિ રસના નિર્મળ મધુરા સાગરરૂપ સૂર્ય પ્રભુ તમારા જેવા નયન, કમળ વદન, કમળની શૈયા પર શયન કરવાવાળા તમે ભારત ભૂષણ છો. સર્વ દૂષણને હરો છો, અને આદર્શ જીવન જીવો છો. " અરે! આવી નજરથી ધ્યાન થતાં, ધમરે ધન સુરજ આ ઝળક્યા" એવું લખનારને ધન્ય છે.

**ગર્વ નિવારક શ્યામ, શાંતિ પ્રસારક શ્યામ,**
**ધન્ય ધન્ય ઘન શ્યામ, દિલારામ૦ અહો.**

સૂર્યને તે વળી આલેખવો શો ? સોનાને તે વળી રસવું શું ! પ્રભુત્વને વળી કસવું શું ? હા, સોનાને કસી જોવું, સૂર્ય પ્રભુને ચોતરફથી લોકોએ કસી જોયા, પણ કશી ખામી ખરી જણાઇ નહીં, ગર્વ જેને જરાયે નહીં. શાંતિ પ્રસારવી એજ જેનું કર્તવ્ય. દિલને આરામ આપો છો એવા દિલારામ છો, છીકલીઓની છીકલીમાં બંધાવ એવા નથી. પણ સોળ હજાર સુંદરીઓના અધિષ્ઠાતા વૈકુંઠાધિપતિ સ્વયંસ્વરૂપ પોતે છો. આનંદ સ્વરૂપ છો, આનંદી રહો છો, અને આનંદી રાખો છો, પોતેજ બ્રહ્માનંદ અને પરમાનંદ છો.

મોટરમાં વરઘોડે શોભો, પૂર્ણાહુતીને દિન,
ધોળ મંગળ સહુ ભકતો ગાયે, સર્વે થયાં તલ્લીન રે. અહો. ૧.

પ્રથમ, પૂર્ણાહુતીને દહાડે પગે ચાલીને જવાનો ઠરાવ થયો, પણ પ્રભુ કૃપાથી વૈષ્ણવની ગાડી ઉપરાંત પરમ નાગર ગૃહસ્થની મોટર સૂર્યપ્રભુને માટે આવી પહોંચી તેમાં પ્રભુ પોતે બીરાજ્યા. સર્વત્ર ધોળ મંગળ ગવાવા લાગ્યા. આનંદનો પાર નહી. ઉત્સાહ, ભારી ઉલ્લાસ સાથે ઉદ્ભવ્યો.

ઓટલે ઓટલે ને બારીએ લોકો, ઉભાં ઘેરઘેર,
પુષ્પતણી વૃષ્ટિ કરે ભકતો, ભાવ થકી બહુ પેરરે, અહો. ૨.

ઓટલે ઓટલે બારીએ બારીએ પુષ્પવૃષ્ટિ થતી ચાલી. પ્રભુએ વિભૂત છાંટી કે શું ! પણ દુનીયા તે દીવસે કંઇ દીવાની તો શું પણ ગાંડી ઘેલી ઉપર નીચે થઇ રહી છે, એમ ભલભલા કહેવા લાગ્યા. બાલાજી આગળ લાલાજી સાહેબના મકાન આગળ મોટી મેદની ભરાંઇ. ત્યાંથી વરઘોડો અંબાજી તરફ ચાલ્યો.

અંબાજી આગળ સડક ઉપર, મોટર ઉભી બહાર,
દેવ દાનવ સૌ અંતરીક્ષથી, કરે છે જય જય કારરે. અહો. ૩

અહીં અંબા માતાના દર્શને મહારાજ શ્રી પધાર્યા. મોટર સડક પર બહાર ઉભી છે. આ બધો ઠાઠ જોઇ સડક પરના સર્વે કોઇ સ્તબ્ધ-દીંગ થઇ ગયા. ત્યાં તો સ્ત્રી પુરુષો શીઘ્ર કવિને શીંગડાં ઉગ્યા હોય તેમ નવા નવા ધોળ બનાવીને નવું નવું ધોળવા લાગ્યા. જોનારની ટીકાને છચોક પાત્ર થવા લાગ્યા. પણ નગારામાં તીતુડીનો અવાજ ક્યાં સંભળાય !

ન+ગારામાં ગારો કેમ ભળે ? વરઘોડો અંબાજીને ચકલે પા કલાક ઉભો. ત્યાં સ્ત્રીઓએ બરાબર રાસડા ગાયા. એવામાં સામેથી ભેંસડા દોડતા આવ્યા પણ મોટરમાં કોઇ ન હતું. મહારાજ શ્રી તો અંબા માતાને દર્શને ગયા હતા. પ્રભુ અદ્દશ્ય થયા હતા. સડક પર તલપુર જગા નહીં, તેથી ભેંસડા જ્યાંથી આવ્યા હતા ત્યાં તેમને પાછા ફરવું પડયું. વરઘોડામાં કંઇ વિઘ્ન નહીં થતાં પ્રભુ કૃપાથી સઘળું સાંગોપાંગ ઉતર્યું.

મોહનલાલજી દવેની મોટર, ભવ તરવાનું નાવ,
સૂર્યશંકર પ્રભુ તેમાં શોભે, ભવ્ય એ દિવ્ય દેખાવરે. અહો. ૪

પ્રોફેસર મોહનલાલ પાર્વતીશંકર દવેની મોટર, ભવ તરવાનું નાવ એટલા માટે કે પૂજ્ય પાર્વતીશંકરના સુપુત્ર ભવચરણ સેવી ભવતરણ કરે છે, એ વાત સર્વ માન્ય છે. પણ તે કયારે કે જ્યારે મોહ+ન હોય ત્યારે એવા મોહ+ન+લાલ તે પાર્વતીશંકરના સુપુત્ર અને પાર્વતી તથા શંકરની અનંત કૃપાપાત્ર—તેની મોટરમાં સૂર્યશંકરનું પ્રકાશવું. એ દિવ્ય અને ભવ્ય દેખાવ હોય એમાં શું આશ્ચર્ય ! એમાં અતિશયોક્તિને સ્થાન જ કયાં છે ?

એવો અલૌકિક આનંદ પ્રભુનો, લે છે સુરત શહેર,
એવી તો વૈકુંઠ વિશે પણ, થતી નહીં હોય લ્હેરરે. અહો. ૫

પ્રભુ વૈકુંઠમાંથી પૃથ્વી પર પધાર્યા, એજ બતાવી આપે છે કે ત્યાં વૈકુંઠમાં આવી લહેર હોય તો પૃથ્વી પર અવતાર લેવાની શી આવશ્યકતા ? કલ્પના કલ્પ સુધી એ કલ્પના પર કલ્પના કર્યા કરો.

પરંતુ આવી આવી દલીલો, આવી આવી શબ્દ શૈલી, અને આવો આવો વૈભવ જોઇ સૂર્યપ્રભુને આનંદ થવાને બદલે ઉલટો વૈરાગ્ય ઉત્પન્ન થયો. તોફાની વાવાઝોટાં પછી શાંત સમુદ્ર જણાય. તેમ વૃત્તિ અવૃત્તિ થવા લાગી. જેને વીત્યું હોય તે જાણે. તેથી તેમણે અનુભવીનો આનંદ લેવા વિચાર કર્યો.

### ૭૮ પ્રભાતીયું (આ ક્ષાત્રતેજ દિવ્ય કાંતિ)

અનુભવીએ એકલું આનંદમાં રહેવું રે.
ભજવા પરબ્રહ્મ બીજું કંઇ ન કહેવું રે. અનુભવી. ૧

રવિ કવિ ને અનુભવી એ ત્રણની ત્રિપુટી છે. જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ. અને રવિ તથા કવિથી વધી જાય એક અનુભવી. કહ્યું છે કેઃ—

एको देवो केशवो शिवोवा । एका भार्या सुंदरीवा दरीवा ॥
एको वासः पत्तने वा वनेवा । एकं मित्रं भूपति र्वा यतिर्वा ॥१॥

દેવ એક છે, કેશવ કે શીવ. સ્ત્રી એક જોઇએ, સુંદરી કે દરી. બાંદરી નહીં પણ દરી એટલે ગુફા, કે જ્યાં જઇને તપ કરાય, ને તપ કરીને પ્રભુની પ્રાપ્તિ થાય. એક રહેઠાણ—શહેરમાં કે વન ઉપવનમાં. એક મિત્ર, રાજા કે સન્યાસી, ભોગી કે જોગી. કે જેથી શવ જેવો હોય તે પણ કેશવ થાય. "શવ"ને ઉલટ સાથે "વશ" કરે એવું જે વશીકરણ ચૈતન્ય તેજ કેશવ. કહ્યું છે કે:—

> ते शवाः पुरुषा लोके येषां हृदि न केशवः ।
> केशवार्पित चित्तास्तु न शवाः केशवाश्चते ॥१॥

જેના હૃદયમાં કેશવ પ્રભુ નથી, તે શબ મુડદાં જેવા છે. કેશવપ્રતિ જેનું ચિત્ત છે તે શવ નથી પણ કેશવતુલ્ય છે. કેમકે સર્વનો આત્મા એકજ છે.

એકજ જાણી આત્મા, કોઇને દુઃખ ન દેવું રે,
સુખ દુઃખ આવે સ્હેજમા, તે તો સહીને રહેવું રે. અનુભવી. ૧

સર્વેનો આત્મા એકજ છે માટે કોઇને દુઃખ દેવું નહીં, અને સુખ દુઃખ આવી પડે તેને સહેવાં જોઇએ.

## ૭૬. કરાલી.

પાંચડે પાંચ તું કહેજે, આવે દુઃખો તેને સહેજે. ૧

પાંચડો એવો છે કે પાંચ ત્યાં પરમેશ્વર. માટે પ્રભુ પર વિશ્વાસ રાખી પાંચ આંગળીએ પોંચો સબધો રાખી સુખદુઃખ ગણવાં નહીં.

ઉર્મિને અન્ય તીક્ષણુથી અળગા રહેવું રે,
સમદૃષ્ટિ સમતાને ગ્રહી, આપ ખોવું રે. અનુભવી. ૨

મનમાં ઉપજતી ઉર્મિ કે તીક્ષણા એ પ્રથમ પગથીઆં છે અને પ્રથમ પગથીએજ માણુજ ભૂલે છે. "એમાં શું? વખત આવશે ત્યારે આપણે સમાલી લઇશું" એમ કહે છે, પણ પછી દોરી હાથમાં રહેતી નથી. માટે અનુચિત કર્મનો આરંભજ કરવો નહીં.

> अनुचित कर्मारंभो स्वजनविरोधो बलीयसा स्पर्धा ।
> प्रमदा जन विश्वासो मृत्युद्वाराणि चत्वारि ॥२॥

ઉચિત કર્મ નહીં હોય એવાં અનુચિત કર્મનો આરંભજ નહીં કરવો. સ્વજન જોડે વિરોધ કરવો નહીં, જબરા જોડે બાથ ભીડવી નહીં, સ્ત્રીનો વિશ્વાસ કરતાં પહેલાં વિચાર કરવો. પાત્રતા જોવી. કહ્યું છે કે:—

૮૦ વીરા વસ્તુ વિચારી ને હારીએ, જેથી થાય કદી ન વિનાશ,
સદા સુખ ઉપજે, વીરા. ૧

ઉપર કહેલાં ચાર મૃત્યુના દ્વારમાં હાથે કરીને દુષ્ટ હૃદયથી પેસીએ તો હેરાન થઇએ, ને હાથનાં કીધાં હૈયે વાગે, માટે સમતા અને સમદૃષ્ટિ રાખી "આપ" અહંકાર કાઢી નાંખવો, અને આદિ મધ્ય અંતમાં સર્વત્ર પ્રભુજ છે છે ને છે. માટે કહ્યું છે કે "પ્રભૂ ભજો પ્રેમથી."

આદિ મધ્ય અંતમાં, અદ્વૈત ભાસ્યું રે,
આત્માના ઉદય થકી, અજ્ઞાન નાસ્યું રે. અનુભવી. ૩.

સીનેમા જોવા જઇએ ત્યાં ખેલ શરૂ થતાં પહેલાં હોય ચાદર. ખેલ ચાલુ થાય તે પણ ચાદર પર ઓળા દેખાય એટલે ત્યાં પણ તળે ચાદર, અને ખેલ પુરો થાય પછી પણ તેજ ચાદર. મધ્યમાં એટલે ખેલ થતો હોય ત્યારે ચાદર ભૂલી જવાય છે. જગત, બ્રહ્મની મધ્યમાં છે ખરૂં, પણ તે વેળા પણ બ્રહ્મની ચાદર પર જગતના ઓળા—સ્વપ્ના દેખાય છે. તે ઓળા તળેની ચાદરપર નજર જતી નથી. પ્રભુ તો—બ્રહ્મ તો પહેલાં પછી અને વળી જીવ જીવે ત્યાં સુધી મધ્યમાં છે છે ને છે. એ વાત જણાય ને "ચાદર નજર"—બ્રહ્મદ્રષ્ટિ થાય તો અજ્ઞાન છૂટે, અને તે પ્રભુકૃપા વિના બને નહીં. એજ વેદ અને એજ વેદવિત્.

વેદ જોયા પુરાણ જોયા, સર્વે તપાસી,
"રામ"નામથી કોઇ ન મોટું, સંત ઉપાસી. અનુભવી. ૪

સર્વ શાસ્ત્રનો સાર "રામ"નામ છે. પ્રભુ નામ છે. પણ પ્રભુ કંઇ જાતે દેખા દેતા નથી. તે તો સંતના રૂપમાં આવે. ઓળખે તેનું કામ થઇ જાય. "સઘળા સઘળે સુંદર શ્યામ, રામ વિના નહી ઠાલો ઠામ." માટે નિવૃત્તિમાં રહેવું. પણ પ્રવૃત્તિમાં નિવૃત્તિ સમજવી જોઇએ. સૂર્યપ્રભુ જોડીઆમાં "એકલા" છતાં એકલો એકનો આનંદ અહીં આવી અનુભવે છે. અને વિચાર કરે છે કે આમ પરોપકારમાંજ આ પૃથ્વીપરનો જન્મ પુરો થાય તો સારૂં.

## ૮૧ ચોપાઇ

એમ કરતાં છુટી જાય તન, તેમાં રાજી ઘણું મારૂં મન,
સ્વધર્મે મરણ બહુ સારૂં, પાછું ઉઘડે વૈકુંઠબારૂં. ૧.

પોતે બ્રહ્મ છતાં સૂર્ય પ્રભુને કંઇ પોતાનું પ્રભુત્વ કે મોટાઈ છે? એ તો પોતાના મનુષ્ય દેહમાં મનુષ્ય ચરિત્રજ દેખાડે છે. અને સ્વધર્મ પાળે

છે. એટલા માટે કે એને પગલે ચાલી બીજાપણ સ્વધર્મ પાળે.

**स्वधर्मे निधनं श्रेयः पर धर्मो भयावहः ॥**

સ્વધર્મ—સ્વકર્તવ્ય કરવું. પરધર્મ એટલે વ્યવહાર પ્રપંચ તો ભયંકર મામલો છે તેમાંથી બચવું મુશ્કેલ છે. બ્રાહ્મણ કે વણિક કે કોઇપણ સંધ્યા પૂજા કરવા છતાં ખટપટ પ્રપંચ આદરે તો તે સ્વધર્મ પાળતો નથી. પણ પર ધર્મ એટલે પ્રપંચ ધર્મ પાળે છે. માટે મનુષ્યે ખોટી ખટપટ છોડી વૈકુંઠનું બારૂં ઉઘડે એવા આચાર વિચાર આદરવા. બાકી તો કાળનો ભય જે માને પેટે જન્મ્યો છે તે દરેકને છે. કહ્યું છે કે:—

**चलं वित्तं चलं चित्तं चले जीवित यौवने ।**
**चलाचल मिदं सर्वं धम एको हि निश्चलः ॥१॥**

પૈસો, મન, જીવિત, જુવાની; આ બધું ચલાયમાન છે. એક ધર્મજ નિશ્ચલ છે. વળી કહ્યું છે કે:—

**चलाचले च संसारे धर्म एको हि निश्चलः ॥**

આ ચલાચલીવાળા સંસારમાં એકજ ધર્મ નિશ્ચલ છે. માટે "ચલાચલી કે વખ્ત મેં ભલાભલી કરલે." આ જગતમાં કોઇનું પણ ભલું થાય એમ કરવું. કેમકે મોત કોઇને મુકે એમ નથી.

## ૮૨. મહાડ (ગોરીરે ગુમાન ન કરરે ઘુંઘટમેં.)

ઉડ ગયે હંસા પ્રાણ રે, જીવ, ઉડ ગયે હંસા પ્રાણ.
ઉડ ગયે હંસા પ્રાણ રે, જીવ. ઉડ૦
ધન જોબન કછુ કામ ન આવે, આખર મોત નિદાન રે જીવ. ઉડ ૧.

ધન જોબન બધું બહારથી જોવાનું છે: પાલીસ અને વારનીસ સમજવું. આખરે મોત નક્કી છે. માટે હે જીવ પ્રાણ ઉડી જાય તે પહેલાં પ્રભુ ભજન કરી અમર થઇ લે. કે નક્કી આવનારા મોતનો ભય રહે નહીં. મોત આવે તો બધાને; પણ પુણ્ય કીધાં હોય તો, હસ્તે મોઢે જવાય, હાય હાય કરવું ન પડે. અને ત્યાં પ્રભુના દરબારમાં પણ માન મરતબો મળે.

જગજીવનની જ્યોતિ જાણી, પહોંચવું વૈકુંઠ ધામરે, જીવ ઉડ. ૨

માટે આ જગતમાં એવું આચરણ કરવું કે વૈકુંઠવાસી પ્રસન્ન થઇ પોતાના પરમ ધામની પ્રાપ્તિ કરાવી પોતાના જેવા આપણને બનાવે. મનુષ્ય દેહ ધારી સૂર્ય પ્રભુનું વલણ આ પ્રમાણે વૈરાગ્ય તરફ વળ્યું તો ખરૂં. પણ વ્યવહારમાં જેને જેને ઉપયોગી થવાનું તે હજી બહુ બાકી રહ્યું છે. બાકી

સાકી પરિપૂર્ણ કર્યા વિના પૂર્ણ પુરૂષોત્તમનો પણ છુટકો નથી. એજ પ્રભુ રચનાની બલીહારી છે.

બાકી સાકી વ્હેવારમાં પ્રથમ તો મોટા દીકરા ચંદ્રકાંતના જનોઈ આવ્યા.

## ૮૨. મનોહડી સાખી.

ચંદ્રકાંતના જનોઇ જાણી, મહેમાનો બહુ આવ્યા,
સુરત મોરબી અન્ય સ્થળેથી, સગાં સ્નેહી સહુ આવ્યા.
ન્હાવો મ્હાવાજી, એ. એ. એ.
સંસાર મૃગ તૃષ્ણામાં, ન્હાવો મ્હાવાજી.

મોટો પુત્ર ચંદ્રકાંત, વ્હાલો બાલુડો, બાબુ. એના જનોઇનો મંગળ પ્રસંગ આવ્યો અને કુંકુંમ પત્રિકા મહારાજે સુરત વગેરે સ્થળે સેવકો પર–ભકતો પર–સ્નેહીઓ પર મોકલાવી, બનનો આગ્રહ કર્યો. ઠેક ઠેકાણેથી મંડળો જોડીઆ અંદર આ પ્રસંગે આવી લાગ્યા. મોરબીના માનવંતા મનહર મ્હેમાનો, સગાં સ્નેહીઓ, જોડીઆના પ્રતિષ્ઠિત ગૃહસ્થો, સુરતના ભાવિક ભાઇઓ, વગેરની હાજરીથી મહારાજે આનંદ માન્યો, અને જનોઇ રંગેચંગે વિધિ પુરઃસર થયા. વરઘોડો નીકળ્યો, બડવો દોડ્યો. મંગળદાતા મામા હરિભાઇએ ભાણેજના સહુ દુઃખ હરિ લીધાં. અને સુખના આશીર્વાદ આપ્યા. ઘેર બેઠાં પંડીત, તેને પંડીત બનાવવા કાશી સુધી શેના લઇ જાય? ઘરના દરવાજા બહાર થોડે સુધી બડવો દોડાવી–મનાવી–બાઢમ્ કહેવડાવી ભાણેજને પાછા ઘેર પધરાવ્યા. બાઢમ્ તો કે બાઢમ્. કંસનો ભાણેજ કૃષ્ણ, તો કે બાઢમ્, બાઢમ્ તો કે બાઢમ્. બધું હાજી હા. બાઢમ્ એટલે હા–બરોબર. સાપ ગયા ને લીસોટા રહી ગયા. પણ પંડીતને ત્યાંની વિધિ પાંડિત્ય ભરી હોય એટલું વિશેષ. બધો ઠાઠ અલૌકિક, અલૌકિક પ્રભુને ત્યાં શુભ લૌકિક વિધિ પણ અલૌકિક થઇ જાય છે. સંસારે મૃગ તૃષ્ણા એવીજ છે. તેમાં ન્હાવું તે આચાર વિચાર ઠેકાણે રાખીનેજ ન્હાવાનું છે. તમે પુછશો કે મહેમાનોને ઉતારા આપેલા કે શેઠ આવ્યા–તો કે નાંખો વખારે? ના, ના. મઝાના ઉતારા આપેલા. તે કેવા? સાંભળો શું નરસિંહ મહેતાના ઉતારા? ના, ના, આ તો નાના પ્રકારના ચિત્રવિચિત્ર ઉતારા.

### ૯૬. ગૃહ.

છે દીવાનખાનું ખાસ, ત્યાં આપ્યો છે અવાસ,
જોઇ થાય છે ઉલ્હાસ, છે શોભીતું ઘણું. ૧

મહેમાનોને દીવાનખાનામાં જ્યાં મુકામ આપ્યો હતો તે હૉલ વિશાળ અને શોભીતો હતો. શોભીતો એટલે આ ભીંતોવાળો નહીં પણ ચાર ભીંતો છતાં એ ભીંતો વિચાર વાકયોથી ભરપુર તેથી એ ભીંતો રસીક વર્ગને શોભા અને વિનોદ આપતી હતી.

શયન ગૃહ મદન સદન. મંદીર માંહિ થાયે ભજન,
સ્નાન ભોજન ગૃહે સ્વજન, રૂડી આરસ ઓરડી. ૨

ડ્રૉઇંગ રૂમ—વિથડ્રૉઇંગરૂમ—દીવાનખાનું—સુવાનાં સ્થળો, ભજન કરવાના વિભાગ, ભોજનગૃહ અને ન્હાવાની આરસ ઓરડી–બધું નોખુંનોખું પણ પાસે પાસે. દૂરનું દૂર ને નીકટનું નીકટ. કશું વિકટ નહીં, ને કશી કટકટ કે ટકટક નહીં. અળગું ને અળગું અને વળગ્યું ને વળગ્યું. બધું અપટુડેટ.

ચિ. ચંદ્રકાન્તના જનોઇ એટલે મહારાજ પોતે જાતે ભીંત પરના લખેલા છાપેલા બધા નામો વાંચી સંભળાવે. દરેકને દરેક સ્થળે તેડી જઇ સરભરા કરે, અને એ નામો કેમ પડયાં તેનો ઇતિહાસ, કથા, વાતું કહે ' મહારાજની વાતું એટલે હાસ્ય રસનું ખાતું.' પ્રભુભક્ત પ્રભુદાસની સ્ત્રી 'મોહિણી' હતી. પણ તે શા હિસાબમાં ? જે મોહિણી મહારાજના મુખમાંથી નીકળે છે તે મહારાજની વાણીજ મનમોહક મોહીની રૂપ છે. મહારાજના મોંમાંજ મીઠાશ છે. તાળવેથી અમૃત ઝરે છે. એમના દર્શન જ સુદર્શન રૂપે ચક્ર રૂપે સૂર્યના કીરણુ રૂપે સર્વત્ર પુણ્ય પાત્ર ગમે તેવી મલીનતાને પવિત્ર કરે છે. મહાત્માને એમજ હોય છે. એજ પ્રભુનું ઐશ્વર્ય, સ્થળે સ્થળે,

આપ્યાં જૂદા જૂદા નામ, લેબલ લાગી છે તમામ,
ટેબલ ખુરસી આરામ, ગાદી તકીયા રૂડા. ૩.

દરેક ઓરડે વસ્તુએ વસ્તુએ જુદા જુદા નામ અને જુદી જુદી લેબલ ચોંટી ચોડેલી જાણે એક ભવ્ય સંગ્રહસ્થાન હોવાની. તે મુજબ બેઠક માટે ટેબલ અને આરામ ખુરસી કરતાં રૂડા ગાદી તકીયા પણ અને સોફાઓ ગોઠવી દીધા હતા.

રૂડી કહેવતો છાપેલ, જેમાં બોધ સમાયેલ,
ચિત્રો ભીંતપર ચિત્રેલ, રૂડો ઠાઠ છે બધો. ૪.

રૂડી બોધદાયક છાપેલી કહેવતો ઠેક ઠેકાણે, તથા ભીંતપર દેવતાઓના ચિત્રો ચીતરેલાં, કે જે જોતાંજ જેને કાઇપણ ભાષા નહીં વાંચતાં આવડતી હોય તે પણ તે ચિત્રો વિશેની કથા શું હશે તેની કલ્પના કરી શકે.

જોડીઆમાં સૂર્ય પ્રભુને ત્યાં દરરોજનો કાર્યક્રમ જોવા જેવો ને શીખી લેવા જેવો છે, તે જુઓ.

## ૮૪ ચીંડી

પ્રભાતમાં પ્રભાતીયાં ગવાયે, ભેરવ ભૈરવીના સુર સંભળાયે.

પ્રભાતના પ્રારંભમાં પ્રથમ શ્રી સૂર્યપ્રભુ દર્શન આપે. એટલે એવા સાધુ સંત પુરૂષના દર્શનનો લાભ મળે. કહ્યું છે કેઃ—

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
कालेन फलते तीर्थं सद्यः साधु समागमः ॥

સંતનુ દર્શન અલભ્ય લાભ છે. ૬૮ તીરથ સંતને આંગણે છે. એકતો પંડીત "લાલન" જેવા સમર્થ તત્વજ્ઞાનીની જે જન્મભૂમિ છે એવા "જોડીઆ" ની જાત્રાથી લાભ તેમાં વળી સૂર્યપ્રભુના દર્શનનો લાભ. તીર્થ તો કેટલોક વખત પછી ફળે છે. પણ સંત મહંત તો તરત ઉપદેશ દઇ બુદ્ધિને શુદ્ધિમા લાવે છે. "જોડીઆ"માં રોજ સવારમાં શું થાતું તે ફરી સાંભળો ?

પ્રભાતમાં પ્રભાતીઆં ગવાયે, ભેરવ ભેરવીના સુર સંભળાયે,
રૂડા ભજન બ્રહ્મનાદ ધ્વની થાયે, જેથી મનમાં આનંદ ઉભરાયે ૧

પ્રભાતમાં પ્રભાતીયાં ગવાય છે. ગવૈયા ખુબ મોટું નગારૂં, વાજાની પેટી સાથે વગાડી તાલ આપે છે. પવન આવીને ટાંગેલો પંખો હલાવે છે. પંખો મોટી આરીસની ઇર્ષ્યા કરે એવો છે. મહારાજને ત્યાં કોઈ પંખી પણ ઇર્ષ્યા કરતું નથી. એક પંખો માત્ર, પોતાના, જેવા પંખાની ઇર્ષ્યા કરે. અને મહેમાનોની મહેમાનગીરી સેવા કરવામાં સ્પર્ધા કરે પણ એ પંખાના મગજમાંથી નીકળતો પવન, ઇર્ષા અદેખાઈ અને નિંદાને એકદમ કાઢી જઇ તેને બદલે વૃન્દાવનની અને નંદનવનની સુગંધ આણી આપતો. આનંદ શીતળ સમીર શાંતિને દેતો. પંખામાં વેણુ ભરવાને સમુદ્ર પોતે વેણુ મોકલી આપતો. અને બંદરને કીનારે બેઠેલા છોકરાઓ પંખામાં વેણુ ભરે છે તેવું સ્મરણ આપતો. આપણે આ ભવસાગરમાં કીનારે બેઠા બેઠા

નાના બાળકની પેઠે, મગજના પંખામાં ઇર્ષા નિંદા વગેરેની વેળુ એટલે રેતી ભરીએ છીએ. અને એજ ફીનારે ભલાઇ વગેરે સદ્દગુણ રૂપી શાલિગ્રામ–કંકર વીણી પાંચી કુકાની રમત રમીએ છીએ. પણ પંખો અને વીંજણો એ પણ સેવા કરવાના સાધનો છે. મગજના પંખામાં પુણ્યની રજ સંઘરીએ તો કંકરના શંકર થવાય. કોઇને પંખાથી વીંજણાથી વા નાખીએ તો દાસોહં થઇ સોહં થવાય. પંખાની સેવા એ પણ પરોપકાર કરવાનું, માન, મમતા, મદ તજવાનું, પ્રથમ પગથીયું છે. પંખો નાખનારને પૈસો આપવાનું, પ્રેમ આપવાનું, કૃપા આપવાનું મન થાય છે, ઠાકોરજીના હિંડોળા ઝુલાવેથી ઠાકોરજી રીઝે છે,

કાળા કૃષ્ણજીની કામળી છે કાળી, સૂર્યસ્નાન ગૃહે ધાબળીઓ ધોળી,
પાણી સોનું ચુસે વાદળીઓ કેવી ? તેની ખૂબી આંહી કથામાં શું કહેવી ? ૨

પ્રભુએ કાળી કાંમળી તજી, જોડીઆમાં વિખ્યાતી પામેલી ધોળી ધાબળીઓ તૈયાર રાખેલી. જોડીઆની ધાબળી વખણાય છે. ન્હાયા પછી એ ધાબળીથી દીલ લૂછે તો પાણીનો છાંટો પણ શરીર પર રહી જાય નહીં અને શરીરને શુદ્ધ કરે, એવી પવિત્ર જોડીઆ બંદરની ધાબળી ટુવાલ કરતાં વધારે ઉપયોગી ગણાય છે. ધાબળી સીવાય બીજું કંઇ જાણવા જેવું ! હા; હા.

મીઠાં લાલચોળ કલીંગર ખાવો, ભોજન ભાવતાં જમી જમી ધરાવો;
ધન્ય જેણે લીધો મ્હેમાનીનો લ્હાવો, શુભ સમય અન્ય કયાં જણાય આવો ? ૩

આવો અવસર ફરી ફરી આવવો દુર્લભ છે. મીઠાં લાલચોળ કલીંગર, પાણીના મૂલના, સાવ સોંઘા, પ્રસાદમાં મીઠાં અને મધુર, જેનો સ્વાદ મોંમાં રહી જાય. સ્વર્ગીય શાકર જેવાં, દેવતાઓને જમવાના અમૃતને પણ હઠાવે એવાં, જોઇએ તેટલાં. વાર પણ આથણાનું કેમ ?

**આથણાં તો જોડીઆના જોવા જેવાં, મોટાં મરચાં છે મીઠાં ખાવા જેવાં,**
**સુરતી મરચાંના જેવાં નહી તીખાં, સાચા સ્નેહીના સંભારણાં છે મીઠાં. ૪.**

તમે કહેશો કે મરચાં ને આથણાંનું કથામાં શું કામ ? પણ કથામાં તો બધી વસ્તુનું કામ પડે. મરી મસાલા વગર કંઇ કથા સ્વાદિષ્ટ લાગે ? કથામાં મરી મસાલો; તો ભોજનમાં કાઠીઆવાડી આથણાં ને સુરતી રાઇતાં.

એનો જે આવે તેનો સંભાર ન હોય તો સંભારણું કેમ રહે! ચાર દીવસ સુધી સારો દહાડો ખાવાનાં આલે. શીરામણાં વેળા હડેઠ. અને શિરામણીનું શીરામણી જે જમણુ, તે વેળા શીરા માટે, લાડુ માટે, પૂરી મુકવા માટે, આગ્રહ–સત્યાગ્રહનો પાર નહીં. હાસ્ય વિનોદ સાથે પચે પણ બહુ. તેમાં મરી મસાલા મરચાંથી વળી વહેલું પચી જાય. પચાવવાને મરચાંના આથણાં. વળી નિષ્કામીની ન્યાતની સેવ સારી. નિષ્કામીને સેવ બહુ ભાવે. સેવા ધર્મ નિષ્કામીઓનો છે, ઘડપણે ભાવે લાડવા. ને સેવ પણ સારી લાગે હોં. સુરતી કે કાઠીઆવાડી બધા આપણા ભાઇઓ છે. હળી મળી સંપીને કામ કરવામાંજ સુખ શાંતિ ને સંપ છે. અને સંપ છે ત્યાં જંપ છે. અને જ્યાં જંપ હોય ત્યાં કદાપિ પંપ આવે તો આળ પંપાળ નહી ગણવો અને કોઇને દોષ દેવો નહીં.

## ૮૫, કવાલી.

આઠડે આઠ તું કહેજે, કોઇને દોષ ના દેજે— ૧

કોઇને દોષ દેવો નહીં. ક્ષમા એજ અષ્ટમાં સિદ્ધિ છે. અને તિતિક્ષા એ નવમો નિધિ છે. કોઇ કોઇનું દુશ્મન નથી, બધા એક પ્રભુ પિતાના સંતાનો છે, પ્રભુને ત્યાંથી બધા પોતપોતાની કર્મકથા કરવા આવેલા છે. દરેક પોતાની કથામાં આપ વીતી કહે કે પર વીતી કહે; પણ કહે ને કહે. માટે કથા કીર્તન કરવાં ને સેવા ધર્મ સાચવવો.

## ૮૬. ઝુલ.

સાચાં સવકોની સેવા, મેળવે છે મીઠા મેવા,
પ્રભુને લેવા દેવા, એમાં કાંઇએ નહીં, ૧

સેવા તો જાણે સુરતની સારી છેજ. પણ સેવ ગાંઠીઆ પણ સુરતના સારા. તેમાં કેળાપીઠમાં કાઠીઆવાડી બનાવે છે તે સેવગાંઠીઆ તો સર્વોત્તમ "ભજીઆ માટે કજીઆ થાય, ને લોકના થોક લેવા જાય, રસ્તામાં તો ફક્ત ચાખે પણ ઘેર જઇને પછી બરોબર ખાય." બરફી પણ સુરતની. ને મેવા પણ સુરતના સારા. મેવાના–માવાના–ધારી ઘુઘરા દીવાળી ટાણે ખાવાની મઝા પડે. તે છતાં જોડીઆમાં મહેમાનોને મહારાજે જમાડ્યા, તેમાં જેણે ખરી સેવા કરી હતી તેને તો મીઠામાં મીઠા મેવા મળ્યા, અને જોડીઆના જમણ વખણાયા. સેવ એટલે સેવા. મોઢું સ્વાદિષ્ટ કરે, અરે કયાનું

કલ્યાણ કરે દાસોહં સોહંનો સાક્ષાત્કાર કરાવે, દાસોહં=હું દાસ છું. સોહં=હું તે (પ્રભુ) છું. સેવા ધર્મ એ તો બલીહારી છે. આ ભક્તિનો સ્વાદતો શંકર જાણે. મોતીલાલ હારમોનીઅમ વગાડે. મીઠાશ લેય ને મીઠાશ આપે શું કરે? વૈકુંઠમાંથીજ બંધન થયલું તે, સેવાનો સ્વાદ કંઇએક જાણે વ્રજની વનિતા કે કંઇ જાણે સાચા ભકતો, કે વળી જાણે જોડીએ જઇ જમ્યા હોયતે. કેમકે મેમાનો જમીને પેટ પર હાથ ફેરવી ઓઇઆં ઓઇઆં કરે, તેનો અવાજ જોડીઆથી પડધરી સ્ટેશન સુધી પંદર ગાઉ દુર સંભળાય.

કરવાને રાજી રાજી, કહે છે હાજી હાજી,
પોતે તો તાજી ભાજી, વિદુરની જમે. ૨.

પ્રભુને આ બધી સેવામાં કંઇ લેવા દેવા નથી. એથી કંઇ એમનો દરજ્જો વધી જાય એમ નથી. એ તો અનાદિ કાળથી પ્રભુજ છે. અને એની મહત્તા, દયાળુતા, અને ઉપકારિત્વ કાયમજ છે. પ્રભુતો સેવા કરનારને તક આપે છે. અને તેના હૃદયની ભક્તિ જોય છે. જેને નહી માનવા હોય તે ભલે નહીં માને. મનાવવાનો આગ્રહ હોય નહીં. એક દી માને, બે દી માને કે રોજ માને. રોજ માને તે મોજ માણે. પ્રભુ તો "દુર્યોધનના મેવા ત્યાગી, જમે વિદુરની ભાજીજી." હવે ભકત શિરોમણી "માંડણ"નો રાસ જુવો.

## ૮૭ ભૈરવી.

જુવો માંડણનો રાસ, અલૌકિક, જુવો માંડણનો રાસ.

અહા, આ "માંડણ" તે કોણ? એક સુજનતાનું સ્વરૂપ ને લઘુતાની મૂર્તિ, પ્રભુનો પરમ ભકત. જાતનો ખેડુત કણબી દેખીતો ભરવાડનો વેશ. ગોપ ગ્વાલ બાલના જેવો. પાંચ પૈસે સુખી છતાં પ્રભુ પ્રેમ રસથી રંગાઇ રહેલો. તે અને તેની મંડળીનો રાસ સૂર્ય પ્રભુએ મહેમાનોને દેખડાવ્યો.

પ્રભુએ નરસિંહને બતાવ્યો, તેવો રૂડો આ રાસ, અલૌકિક જુઓ જોડીઆમાં થયલો માંડ માંડ મળે એવો માંડણના મંડળનો રાસ જેણે જોયો નથી તેના જીવનના આનંદમાં એટલી અપૂર્ણતા છે. માણેક મહેલીના સ્વામી નરસિંહ મહેતાને જે રાસ પ્રભુએ બતાવેલો, તેજ રાસ જોડીઆમાં માંડણના મંડળ મારફત સૂર્ય પ્રભુએ મેમાનોને મેમાનગીરીના સંભારણાં દાખલ બતાવ્યો. ગોકુળનો આનંદ જોડીઆમાં એ ચાર દીવસોમાં સર્વે ભાવિકોએ અનુભવ્યો. ચાર દીના ચાંદરણા અને તે સૂર્ય પ્રભુના સુપુત્ર ચંદ્રકાન્તના

જનોઇ પ્રસંગના પ્રકાશિત ચાંદરણા, એવા જગતના ગગન સૂર્યના આશ્રિત ગગનચંદ્રના શીતળ પ્રકાશમાં, સુશોભિત રાત્રીને સમયે, બરાબરીઆ રસિક અને રસજ્ઞ પ્રતિષ્ઠિત ગૃહસ્થો રાજેશ્રી જેઠાભાઇ તથા રા. હરીલાલ રંગીલદાસ બી.એ. વગેરેની રૂબરૂ આ રઢીઆળો રાસ રમાયો. જેનું યથાસ્થિત વર્ણન કરવું અશક્ય છે. ખરૂં પુછો તો આ જગત પોતે એક રમણીય રાસજ છે. એક રમ્ય રાસ રમાઇ રહ્યો છે. પ્રભુની મીઠી મોરલી વાગી રહી છે, અને તે મોરલીની મોહીણીના મધુર નાદે બાલાજીનો લતો ઉપર નીચે થઈ રહ્યો છે, જેની જેવી ભાવના. એ કુદરતની બલીહારી છે. ચાંદરણું ચાર દીનું હોય કે બાર દીનું હોય તો પણ ચાંદરણું. અને ચાંદણામાં રાસ.

ખેડુ ભકતો ભક્તિ ભાવે, ગોપી બની રમે રાસ. અલૌકિક. જુવો. ૨

માંડણુ અને એનું મંડળ ભક્તિ ભાવમાં પૂરા છે. ખેડુ છે. પણ ગોપી બનીને રાસ રમી જોનારને આનંદ આપે છે.

શુદ્ધ ઉચ્ચારે ભવ્ય ભજનમાં, કરે છે પ્રેમ પ્રકાશ. અલૌકિક. જુવો. ૩

ખેડુ છતાં શુદ્ધ લલીત ઉચ્ચારે પ્રેમ લક્ષણા ભકિતના પ્રભુના ભજનો ગાય. એ ઘણી નવાઇની વાત છે. અને તેને માટે તેમને તથા તેમના શિક્ષણ આપનાર ગુરૂને ધન્ય છે.

માંડણુ કૂદેને હૈયું કુદાવે, માંડણુની શી મીઠાશ. અલૌકિક જુવો ૪

માંડણુનો એકેક કુદાકડો અહા, બરાબર તાલમાં. જોનારનું હૈયું સાથે સાથે જાણે કુદાકડા મારતું હોય એમ લાગે. એવી માંડણુના રાસની મીઠાશ છે. તો સાક્ષાત્ સૂર્યપ્રભુનો રાસ અને પ્રભુની બંસરી બાજી રહી હોય તેની મીઠાશમાં આનંદ આવે એમાં શું આશ્ચર્ય ? કુદાકડા જેને કડવા લાગે તે જોનાર જો સ્પષ્ટ વકતા હોય તો દેખે તેવું કહે તો ખરાજ. માત્ર શુદ્ધ બુદ્ધિની ટીકા હોવી જોઇએ. પરંતુ તે જોનાર અને ટીકા કરનાર આવા પ્રકારની કથાના બીન અનુભવી હોવા જોઇએ. નહીં તો તે આવી ટીકા કરેજ નહીં. તેમ છતાં આ જગતમાં કડવું કોણ પાય ? જુવોની મહારાજની વિટંબના ! લીમડાની નીચે કથા કરે. ઇર્ષ્યાખોર લીંબોડી વગરનો લીમડો અટકચાળા કરી સુકા પાંદડાં ફેંકે, ટીકાકાર પણ સુકીજ ફેંકે. તે પણ માનનારા માને. તેમ છતાં લીંમડાની કડવી ડાળને મીઠી કરવા સૂર્ય પ્રભુ સતત પ્રયત્ન કર્યાંજ કરે. લીમડી સંસ્થાનના ધાર્મિક વૃત્તિના ઠાકોર

સાહેબે પોતાની પ્રજા સમસ્તને પોતાના જેવી "યથા રાજા તથા પ્રજા" એ સુત્રાનુસાર ભાવિક અને કર્તવ્ય પરાયણ બનાવી. તેજ પ્રમાણે જોડીઆના સુર્યપ્રભુ પોતાના શ્રોતાઓને કથા કીર્તન નૃત્ય વગેરેનો આનંદ આપી બોધ દઈ રીઝવે છે. એવી રૂડી વાતનો બળાપો હોય? આ પ્રમાણે કુદરતનો બંસી નાદ સંભળાયા કરે એ પ્રભુની બંસીને ધન્ય છે. એ બંસી કેવી?

૮૮, સોરઠ,

બંસી, બટતટ ગોપાળ બંસી.
રાસ રચ્યો નંદલાલ,સંગ સખા ગ્વાલ બાળ,
નાચત બનમાલી બંસી. બટતટ. ૧

એક ફરમાન એવું થયું કે કથામાંથી હારમોનીઅમ ટબલા કાઢી નાંખો. બીજો શુભેચ્છુ કહે, હવે મહારાજ, જરા એકટીંગ ઓછું કરો. પણ ખબર ક્યાં છે કે હારમોનીઅમની પેટી વગર કથા કરે તેના પેટ અને પેટારા કેમ ભરાય? એકટીંગથી તો લોકોને ગળે કથા ઉતરી જાય છે. કટીંગ વગર આખું શ્રોતાજનોને ગળે ઉતરે કેમ? કથામાં સેંકડો શ્રોતાઓમાં અંતરાય વાળા જીવ કુંભકર્ણની ઉંઘમાં પડયા હોય તે, અથવા તો જે શ્રોતા કથા સાંભળવાને બહાને કથા પ્રસંગે માંહોમાંહે વાતો કરવાજ આવેલા હોય તેઓ, મહારાજના એક કુદાકડાથી એક મોટા અવાજથી કે એક હાસ્યજનક વાકયથી જાગૃત—ખબરદાર થઈ જાય છે, ને એક ચિત્ત થઇ એકાગ્ર ચિત્તે શ્રવણ કરે છે. હારમોનીઅમ તબલા વગરની કથા કરતાં સંગીત સાથેની કથા આનંદ આપી હૃદય પર વધારે સારી અસર કરે, અને નિરસ ચિત્તને પણ સરસ બનાવે. મર્યાદામાં રહી કથા કરવી એ ઉત્તમ છે. અમર્યાદા નિંદાને પાત્ર થાય છે. પરંતુ મર્યાદાની મર્યાદા શ્રોતા સીવાય કોણ નકકી કરે? શ્રોતાઓ તેના ખરા પરીક્ષક છે. શ્રોતા નહીં એવા ગૃહસ્થોને કથા સાંભળ્યા કે દીઠા વિના ઉપલક ટીકા કરવાનો શો હક છે? મર્યાદિત નિર્દોષ એકટીંગ તે અરસિક સિવાય કોણ નીંદે? નિંદકે સમજવુ જોઇએ કે જે સેંકડો શ્રોતા કથા સાંભળવા આવે છે તેમની સમજ તેમના કરતાં ઉતરતી હોઇ શકે નહિ. આટલું તો યાદ રાખવું જોઇએ કે કથામૃત પીવડાવવાના અવસ્ય સાધનો દુર કરવામાં આવે તો કથા નિરસ થઇ જાય, અને એવા સાધન બંધ કરવા કહેવું એનો અર્થ કથા બંધ કરવા કહેવા બરાબર છે. એકને ન ગમે માટે અનેકનો લાભ જતો કરાવવો એ ઠીક નહિ. સારાને નરસું કહેવું એ તો વિપરીત દૃષ્ટિ કહેવાય. બોધરૂપી ઔષધની ગોળી ગળાવનાર

ગુરૂને ગોળ મધ કે શાકરમાં તે આપવાની જરૂર પડે છે તે વાત લક્ષ બહાર જતી જોઇતી નથી. જો કે "અતિશયં સર્વં વર્જયેત." વૈકૂંઠમાં તો પ્રભુજી નાચતા ને બંસી વગાડી ગાતા જાય. હજારો "પાગળ" પેદા થાય તો પણ પ્રેમ લક્ષણા ભક્તિનું પોગળ—રહસ્ય વૈષ્ણવોએ હજી ક્યાં કઢાવી નાંખ્યું છે ?

કીરીટ મુકુટ શીશ જોડ, ચિતવન કો ચિત્ત ચોર,
નાચત ગાવત મધુર બંસી, બટ તટ. ૨

શ્રવણ મનન નિદિધ્યાસન, તથા ચિંતવન કરનારનું ચિત્ત પ્રભુ ચોરી લે છે, અને તે ચિત્તમાં પોતે એવી રીતે વસે છે કે જેથી ચિત્તમાંનો એક ત્ એની મેળે નીકળી જાય છે અને ચિત્તને બદલે ચિત્ થઈને ચિત્સ્વરૂપ સચ્ચિદાનંદ અનુભવાય છે. હવે સૂર્ય પ્રભુએ પાછા બીજીવાર સુરત જવાની ઇચ્છા કરી. એ વાતની ખબર થતાં સતિ ચંચળબા કહે છે.—

## ૮૯ ફુલની પાંખડી લો પ્રાણ.

મા...રા દીલની કહાં કહું વાત, સર્વજ્ઞ તમે સાક્ષાત્—મારા.

હે પ્રભુ, તમે તો સર્વજ્ઞ છો, બધું જાણો છો. તો પણ હું મારાં દીલની વાત તમને નહિ કહું તો કોને કહું ?

સર્વ વ્યાપી પ્રભુ તમે છો સઘળે, પાસે રહો, પ્રાણનાથ. મારા. ૧

તમે છો તો સર્વ વ્યાપી પણ સાકારરૂપે સગુણ થઇ પાસે ને પાસે રહો તો ભક્તિભાવ વધે, દર્શન લાભ મળે અને સર્વે સારા વાનાં થાય. સ્ત્રી તો પુરૂષનો પડછાયો છે તે કેમ વેગળો વિખૂટો રહે ? સૂર્ય પ્રભુ કહે, મને કીર્તન કરવા જવા દે; વીસમી સદીમાં સ્ત્રીઓના હક વિશે ઘણું બોલાય છે, અને સપ્તપદીનો કરાર પણ એજ કહે છે. તેથી તારી પાસે હું રજા માગું છું, કેમકે એ મારૂં કર્તવ્ય છે. હું કદાચ ન જાઉં પણ ત્યાં જવાનું નિર્માણ જણાય છે. હરિ કીર્તનનું નિમિત્ત છે, પણ ત્યાં મારો ઓદ્ધવ, માધવ માટે વાટ જુએ છે, વળી હરિ કીર્તનથી હરિ રાજી રહે છે. સાંભળ :—

## ૯૦ ઢોંડી.

હરિ કીર્તનથી દોષ, રોષ જાયે, હરિ કીર્તને સંતોષ સુખ થાયે.
હરિ કીર્તને અનેક લાભ થાય, હરિ કીર્તને વૈકુંઠમાં વસાય. ૧

હરિ કીર્તનના લાભ ઘણા છે. દોષ બધા જાય, રોષ રીસ રાગ દૂર થાય ને ગમે તેવો ક્રોધ થતો હોય તે પણ હરિ કીર્તનથી શાંતિને પામે અસંતોષ આવે ને સુખ પ્રાપ્ત થાય. વળી વૈકુંઠમાં વાસો મળે.

પ્રાણી માત્ર કીર્તને સુશીલ થાયે, કીર્તને પ્રભુનું પદ પ્રાપ્ત થાયે,
કીર્તને સંદેહ સર્વ દૂર થાય કીર્તને પરોપકાર પણ સધાયે. ૨

કથા કીર્તનથી પ્રાણી માત્ર સુશીલ થાય છે, પ્રભુ પરાયણ થઇ પ્રભુનું પદ મેળવે છે. સંદેહ બધા દૂર થાય અને વળી પરોપકાર પણ સધાય છે.

ચંચળ બા કહે છે :—પરોપકાર તો થાય, પણ ઘરના છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો કોણ આપશે? ઉભા ઉભા કથા કીર્તન કરતાં આટો નીકળી જશે. અને તે ઉપરાંત ટીકા કરનારના વેણબાણ સહન કરતાં કુસ નીકળી જશે.

સૂર્ય પ્રભુ કહે :—તેમાં ટીકા કરનારનો શો વાંક છે?

હજી તો હે સતિ, કર્મની શું ગતિ છે? તે તું જોતી જા. વિધાતાએ આ કેવા આંકડા માંડેલ છે. આ બધી કર્મની બાજી છે. એમાં તારો કે તારા સ્વરૂપનો જરાએ વાંક નથી. ચંદ્ર દર્શન શું કરે? થનાર વસ્તુ હોય ત્યારેજ એવા સંયોગો આવી મળે છે, તું રૂપાળી થઇ તેમાં તારો શો વાંક? થનાર વસ્તુ થયા કરે છે. અન્ય રીતે તારૂં ચંદ્રવદન મને અનેક રીતે શાંતિ દેનારૂં, સુખી કરનારૂં અને આહલાદક છે. પણ સંયોગ ભુવનના ગ્રહ એવાજ હશે, કે જેથી આળ આવે. વળી વચમાં વચમાં વિયોગ થયાં કરે. માટે કર્મ મીમાંસા ભણી લે, અને ધૈર્ય ધર, શોચ મા કર, જે દંપતી હમેશાં પાસે ને પાસે રહે છે તેનામાં અનેક રીતે કુસંપ, કજીઆ થાય છે. અસંતોષ ઉત્પન્ન થાય છે. અને વચમાં વચમાં વચકો પડે છે. ભાવ ભાવનામાં સમાઇ જવા સંભવ રહે છે. જગતની સંકલના એવી છે. ઘણે દહાડે વાટ જોવડાવી જોવડાવી આવે ત્યારનો આનંદ ઝાઝો ને માનપાન પણ સારાં, માટે ધીરજ ધર, "ભોગ" આપ્યા વિના "ભોગ" મળતા નથી. પહેલાં ભોગ અને પછી રાજભોગ.

ચંચળ બા કહે :—પણ તમે વૈકુંઠ છોડયું ત્યારથીજ મારા તો ભોગ મળેલા છે. તમે સૂર્ય પ્રભુ સર્વત્ર છો. આકાશનો સૂર્ય ચોવીસે કલાક આકાશમાં છે તો ખરો. પણ સૂર્ય જ્યારે ઉગે ત્યારે દિવસ. અને આથમે એટલે રાત. પ્રભુએ છ મહિનાનો દિવસ અને છ મહિનાની રાત કરેલી એમ તમે તમારૂં પરાક્રમ મને કહેતા હતા. પણ તે તો છેક આર્કટીક મહાસાગરના પ્રદેશો શોધી ક્હાડવા જાતે એવા મુલકોમાં પધારેલા ત્યારની વાત. તે પ્રદેશો આજે હજી અજ્ઞાત છે. તે પ્રદેશોમાં છ મહિના સુધી સુરજ ઉગતો નથી.

અને તેથી તે સ્થળે આજે પણ ૭ મહીનાનો દહાડો અને ૭ મહીનાની રાત્રી સાંભળવામાં આવેલી છે. જો કે તમે પોતે પ્રભુ છો એ વાત બીજાંને ભલે અજાણી હોય, પણ મ્હારે કંઇ અજાણી નથી. કેમકે લાગતા વળગતાને વિશેષ પુરાવો આપવા માટે તમે મને એકલી મુકીને પરદેશ જાઓ છો, અને ૭ ૭ મહીને પાછા આવો છો, ત્યારે વખતો વખત મારે મન તો તમે સૂર્યપ્રભુ પાસે હો ત્યારે ૭ મહિનાના દિવસ અને દૂર હો ત્યારે ૭ મહિનાની રાત્રી થતીજ આવી છે. પછી મને તમારા પ્રભુત્વમાં શ્રધ્ધા કેમ ન હોય? પેલા વડોદરાધિપતિ મહારાજા શ્રી ગાયકવાડ સયાજીરાવ બહાદૂરની પેઠે તમને પણ મુસાફરી કરવી બહુ ગમે છે.

સૂર્ય પ્રભુ કહેઃ—વ્હાલી, વિધાતાના લેખ એવા હશે તેમાં કોઇ શું કરે?

સતિ કહેઃ--વિધાતાના લેખને તમે પોતે જ્યારે જ્યોતિષશાસ્ત્ર ખરૂં કરવા માટે માન આપો છો તો મારે તો "રાત તો કે રાત ને દી તો કે દી" એવા દીનમાન માન્ય કરી તમારા રાજગૃહના—લાજગૃહના અંતઃપુરના માનીતા કેદી તરીકે તમારી આજ્ઞાને શિરોમાન્ય ગણી તમારી "હા માં હા" અને "ના માં ના" ભણવી એજ મારૂં કર્તવ્ય છે. મેં કદી તમને કોઇ વાતમાં ના કહી છે?

સૂર્યપ્રભુઃ—પણ વ્હાલી, કથા કીર્તનથી પરોપકાર પણ થાય, ને વળી બે પૈસા મળે તો દર દાગીના તો ઠીક પણ આબરૂ ઇજ્જતમાં રહેવાય. અને આપણું મનુષ્ય નાટય ભજવાય. પ્રભુતા કરવા જતાં પ્રભુ પણ પ્રગટ થઇ જાય.

સતિઃ—મેરૂ પર્વત સોનાનો છે. લંકા સોનાની છે. સીતાજીને સોનાના મૃગચર્મની કાંચળી રામચંદ્ર પ્રભુએ પહેરાવી, તેમ તમે તો સૂર્યપ્રભુ મરૂની આસપાસ ફરતા ફરો. પણ "મેરુ"ની હોંસમાં માણસ "નમેરૂં" થઇ જાય છે. એમ મેં સાંભળ્યું છે.

સૂર્યઃ—એમ કેમ બને? મેરૂથી મ્હેરૂ થવાય કે નમેરૂં? ઉલટી રહેમ નજર રહે.

સતિઃ—સહેજ સોનું રૂપું મળે છે, એટલે મનુષ્ય ત્રણ પચીશે તાલેવંત થઇ ગર્વમાં આવી જઇ છકી જાય છે, ને મહેર જતી રહે છે. તે પછી આખા સુવર્ણ પર્વત મેરૂની તરફ સર્વતો ભદ્ર દૃષ્ટિ થાય એટલે માણસ નમેરૂં થાય એમાં શું નવાઇ? સૂર્ય તો મેરૂની આસપાસ ફરે છે જ. "ચંચળ"નો સ્વામી મેરૂ પાછળ ફરતાં ચંચળ વૃત્તિનો થઇ જાય તો પછી

શું કરીએ ? વ્હાલા, મને જરાએ શંકા નથી પણ જે વાત જરાએ સંભવિત હોય તે ધ્યાનપર તો આવે કેની ?

સૂર્યઃ—વ્હાલી એવું કાંઇ નથી. ચંચળ લક્ષ્મીનો સ્વામી ચંચળવૃત્તિનો ન થાય એજ એની પ્રભૂતા. ભગવતી ધીરજ ધર. તું તો સ્વામીનું હિત સાચવનાર અર્ધાંગના છે. અધમાંગના નથી. કાંઇ પગની મોજડી નથી. પણ મહામહેનતે મોરબીમાં જડેલી મોજીલી મનમાનેલ જડી બુટ્ટી છે.

સતિ—કેટલાક પતિ એમ માને છે કે સ્ત્રી તો એક પુંછડી વગરની ઉંદરડી એની શી કીમત ! એને શું માન આપવું ! પાણીઆરામાં એક ઉંદરડી કચડાઇ જાય તો બીજી આવે. પણ તેવા પતિને પોતાની સ્ત્રી પર પ્રેમ નહિં હોય તેથી તે એમ માનતા હશે. તમે તો પ્રેમથી, મને દેવી જેવી ગણો છો. દેવી કહો છો. "સ્ત્રી તમારી હિતકર છે, ગૃહદેવી છે. ધસેડો તેજ વેઠશે," એમ જાણો છો. પુરૂષ જરા નારાજ થાય તો તેની સ્ત્રી પોતે તારાજ થાય છે. પતિ કંઇ કહે તો ઉત્તર નહીં દેતાં પતિવ્રતા સ્ત્રી પાછલે ઓરડે જઈ "એમ કેમ કહ્યું હશે" એવો વિચાર કરી એકલી એકાંતે આંસુડાં ઢાળે. પણ બીજા કોઇને જાણવા દેય નહીં કે પ્રેમ ઓછો થવા દેય નહીં. પતિવ્રતા સ્ત્રી તો પરપુરૂષને વસ્ત્રે વીટલાયલો સ્થાણુ છે એમ સમજે અને પતિવ્રત પાળી પતિને પ્રસન્ન રાખે. પતિપ્રાણાને પતિ એજ પોતાના પ્રાણ છે.

સૂર્યપ્રભુ—માટેજ કહું છુ કે હે સતિ તમે તમારૂં "ચંચળ" નામ સાર્થક મ કરો. અને કોઇ વાતનો વલોપાત મ કરો.

સતિ—એમ મ ધારશો. નામ ચંચળ હોય તેથી કંઇ કામ ચંચળ ન હોય. પણ જેમ શોભે તેમ શોભે. સીધા ચાલનારને શો ભે ? કહ્યું છે કે—

**शशिना च निशा निशया च शशी शशिना निशया च विभाति नभः ।**
**पयसा कमलं कमलेन पयः पयसा कमलेन विभाति सरः ॥१॥**

ચંદ્રથી રાત્રી અને રાત્રીથી ચંદ્ર શોભે છે. પણ ચંદ્ર અને રાત્રી બેઉ હોય તો આકાશ રૂડું લાગે છે. તમે સાથે હો ત્યારે ઘર ઉજ્વળ અને આનંદી લાગે છે. જળથી કમળ અને કમળથી જળ શોભે છે. પણ જળ અને કમળ બેઉ હોય ત્યારે સરોવર કેવું ખીલી રહે છે? એમ તમે પાસે હો ત્યારે તમારી દીલરૂબાનું દીલ દીલારામના દર્શનથી પ્રફૂલ્લિત રહે એ કંઇ તમને અજાણ્યું છે ? માટે કહું છું કે,

૯૧

વ્હાલા મારા બોલો પ્યારા, વાત દીલમાં લો વિચારી,
માનો નાથ મારા, સાચું કહું પ્રાણ પ્યારા;
માનજો પ્રાણનાથ, વ્હાલા. ૨

અત્યારે આંસુ પાડી હું અપશુકન કરવા ચ્હાતી નથી. પણ અરે દૈવ, આપણા જેવાને પણ કર્મની વેદના! વિધિના લેખ? આ આંકડો તે કોણે ક્યારે માંડયો હશે? તમે મને ગૃહલક્ષ્મી, દેવી, કહી બોલાવો છો. ગૃહનું ભૂષણ ગણો છો. સૌજન્યનું સૌંદર્ય અને જગતનું ઝવેરાત કહો છો. "પ્રાણથી પ્રિય વસ્તુ તું છો" એમ કહો છો. તો પછી તમારી પ્રાણપ્યારીને એકલી મુકીને કેમ વિદેશ જયા કરો છો? હું શું ઉપાલંભ આપું? લોકોની કિંવદંતી કેમ વેઠાશે? ધન હોય, બંગલા હોય, બધું હોય, તે ભલે, પણ પ્રાણપતિનો–પ્રેમીનો વિયોગ કેમ વેઠાય? એ શોકનું કારણ નથી શું? સીતાજી અશોકવાડીમાં કેવી રીતે રહી શકયા?

સૂર્ય પ્રભુઃ–મારે તને તેજ બતાવવું છે. ધન્ય છે સીતાના ધૈર્યને. કવિએ સીતાને કનક કાંચળીની લોભી ચીતરી છે. અને લક્ષ્મણ જેવા પવિત્ર દીયરને મહેણાં મારતી તથા જરા જરામાં છણકા કરી રીસાતી અને રડતી ચીતરી છે તે વાંચીને તો ચીતરીજ ચડે. પણ તેવી તે ન હતી. જો તે તેવી હોત તો અશોકવાડીમાં રહી શકત નહીં. મનમાં તેને શોક ઉત્પન્ન થતો પણ પ્રસંગ વિચારી, સમય સમાલી, રામ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી, શોક દૂર કરીને તે અશોકમાં રહેતી. તડકા છાંયા આવ્યાજ કરે છે. પરંતુ ધીરજ રાખવી એ પ્રથમ કર્તવ્ય છે. કેમકે

વિધિના લેખ મિટે નહીં, પ્રયત્ન કરે હજાર. ૨
માનજો નિરધાર વહાલી, સાચી મારી વાત.

સતિઃ– વ્હાલા મારા બોલો પ્યારા, વાત દીલમાં લો વિચારી.

આખરે ચંચળબાએ આશીર્વાદ આપી પરોપકારાર્થે કીર્તન કરવા જવા માટે સંમતી આપી. શું કહે છે?

**૯૨. (મેમાન થયા તમે મારા)**

પ્રાણ નાથ સુખેથી સિધારો, તમે સ્વેચ્છિત સ્થળે સિધાવો.
ચિંતા ન ધરો કાંઇ મારી, રહું સદા પતિ સંભારી.
તમે પાછા સદ્ય પધારો, આવી હર્ષ અમારા વધારો. પ્રાણનાથ. ૧

મારૂં દુઃખ તમારે ગણવું નહી. તમે સુખેથી સિધારો, પણ જરા આ આપણા (નાના પુત્ર) રમેશને તો રમાડતા જાવ. તમારા વ્હાલા બાલુડાને બેબીને રડતાં મુકીને જાવછો તે તમને તમારા ભકતો તે એવા કેવાંક વ્હાલા હશે? તમે તો કેહેતા હતા કે રમેશને તો હું જાતે ભણાવીશ તે તેનું ભણવાનું પડશે. અને ચંદ્રકાંત મોટો થયો છે. તેનો અભ્યાસ પણ તમારી ગેરહંજરી માં એવોજ સમજવો. પણ શું કરૂં? માયાદેવીને સ્વર્ગમાંથી કઢાવી તેનો આ શાપ લાગ્યો જણાય છે. એમ કહી દડદડ આંસું સારવા લાગી. એ દ્રશ્ય જોઇ ભલભલાની હિંમત હઠી જાય. એ પ્રેમી હૃદયની લાગણી છે તે રોકી રોકાતી નથી. સૂર્યપ્રભુ જરા હિંમત હાર્યા. પોતે આશ્વાસન આપવા લાગ્યા પણ અવાજ જરા ધીમો પડી ગયો. વનિતાના વિનયમય પ્રણય મંત્રના પ્રયોગથી ધૈર્યવાનની પણ હિંમત ઢીલી પડી જાય એમાં નવાઇ નથી. બીજો હોય તો મુકત્ત કંઠે પોકાર શ્રાદ્ધ કરવા મંડી પડે. સૂર્યપ્રભુ કહેવા લાગ્યા, અરે વહાલી તું મ મુઝા. મનુષ્ય જન્મે છે તે દેશ દાઝ અને સમાજ સેવા માટે છે. ત્યાં કંઇ લાડવો ખાવાનો નથી. આ બધું સુખ છોડીને દુઃખ વેઠવા કર્તવ્ય કરવા, અને ખટપટની ખટખટ વચ્ચે ભાવીક ભકતોને રીજવવા દોડાદોડ કરૂં છું. વિવેકીની મુજવણ મનમાંને મનમાં સમજવાની ને મનમાં સમાવવાની છે. નિયંતાનું નિર્માણ તને કયાં અણજાણ્યું છે? સમજે તેનું મોત છે. બીજાને તો મોજ છે. વિદેશ જઇને ઘુરઘુરાટ ને ફડફડાટ ધૈર્ય રાખી સહન કરવો પડશે.

સતિઃ—તેમ છતાં, વારૂ ત્યારે પ્રાણનાથ તમે જશો ? પણ "વ્હાલે વ્હેલા વળજો અને ઝટ આવી મળજો." વ્હાલા વ્હેલા વળજો.

સુર્યપ્રભુઃ--સતિ, શોચ મ કર. ઈશ્વરેચ્છા બલીયસી. તારા હાથની માળા—વિજયમાળા પહેરાવ કે હું જયાં જાઉં ત્યાં જશ અને જય પામું. એજ હવે મારી અભિલાષા છે. સતિ અશ્રુરોકી રાખી વિજયમાળા પહેરાવે છે. સુર્યપ્રભુ રવાના થાય છે. સતિ પાછળ પાછળ જોયાં કરે છે. પોતાના પ્રાણનાથ વિદેશે જાય તેવે ટાણે પાછળ કેમ ન જુવે ? એ કોણ જાય છે ? સુર્યપ્રભુ—પ્રાણપ્રભુ જાય છે તેતો છેજ, પણ ચંચળબાના પ્રાણ—જાણે ખોળીયામાંથી "પ્રાણ" જાય છે.

## ૯૩. મરાઠી સાખી.

ચડી મોટરે ચાર ઘડીમાં પડધરી પધારે,
આનંદ આનંદ થઇ રહ્યો છે. સૌના હર્ષ વધારે.
ધન્ય પ્રભુજી—એ. એ. એ.

પટ દઇને ઝટપટ પડધરી સ્ટેશને પોતે મોટરમાં પધાર્યા. ને ત્યાંથી રેલગાડીમાં બેઠા.

ત્યાંથી રેલે સુરત આવી, કથા સુધારસ રેલે,
મોહીણીમંત્ર વડે ભકતોને, ભક્તિભાવમાં ભેળે.
ધન્ય સાધુજી એ. એ. એ. વાહવા થઇ સુરતમાં. ધન્ય સાધુજી. ૨.

સૂર્યપ્રભુએ સુરત આવી સારી નામના મેળવી અને લોકોમાં લોકપ્રિય થઇ પડયા. મોહીણીમંત્ર વડે ચાતુર્માસને ગોકુળીયું બનાવી દીધું. સુરત, રે સુરત, તું સુનાની સુરત, તે કદી રડતી સુરત થઇશ માં, સૂર્યપુરના-સુરતવાસી ભકતો કેવા છે ?

## ૯૪. માલકોશ.

વાહવા સુરતી સહેલાણી,
સુરત મુરત સોનાની. વાહવા.

મોજમજા મિષ્ટાન ઉડાવે, ભક્તિ ભાવમાં પૂરા,
ગરીબ તોયે ઉદાર મનના, ખાવે ખવડાવે શૂરા. વાહવા ૧.

સુરત શહેર શોખીન તો ખરૂં. અને લોકો સહેલ કરવાવાળા મોજમજા આનંદ ગમતમાં સમય ગાળનારા. ભક્તિ ભાવવાળા. અને ગરીબ હોવા છતાં ઉદાર જીવના, ખાવે ખવડાવે રાજી.

જમણુ સુરતના જગ જાણીતા, જમી જાય તે જાણે.
ગાડી લાડી વાડી વાળા, મોજ મજાની માણે. વાહવા. ૨

"સુરતનું જમણુ ને કાશીનું મરણુ" એ કહેવત જાણીતી છે. સુરતનું જમણુ જે જમ્યું હોય તેને ખાસ ખબર કે સુરતની જમણવાર અતિ ઉત્તમ. સુરતના લોકો ગાડી લાડી વાડીમાં મશગુલ રહેનારા અને સદા આનંદી, નિર્દોષ.

બરફી કોપરાપાક ને ધારી, સેવ સુરતની સારી.
પાપડીના ઉંધીયાંથી રાજી, ધામધૂમ કરે ભારી. વાહવા. ૩

સુરતની બરફી વખણાય છે. સુરતનું સ્ટેશન આવે કે "બરફી"ની બૂમ પડે. પણ શહેરમાંની બરફી જેવી સારી બરફી સ્ટેશન ઉપર વેચાતી નથી. સુરતની ધારી વખણાય છે, કોપરાપાક જેને ભાવે તેને સ્વાદિષ્ટ, વગર માગે "ખાજા" તો કે ખા જા. સુરતની સેવ-સેવા-સારી. પાપડીનું ઉંધીયું કે ઉબાડીયું કરે. હાંલ્લાં ઉંધાં વાળે, તેમાં તો આખો દહાડો ધામ-

ધૂમ કરી આનંદ માને, દોડાદોડ ને માથાફોડ, નિર્દોષ આનંદ લેવો એજ મનુષ્ય કર્તવ્ય છે.

ભજનને ભોજનમાં ભાવે, આપે હાથમાં તાળી,
વૃદ્ધ વયે પણ પતંગ ઉડાવે, આનંદી ભાગ્યશાળી. વાહવા. ૪

ભજનમાં ભાગ લેય, તાળીઓ પાડે; ભોજનમાં ભજીઆ માટે કજીઆ કરે. હાથ તાળી આપી વાત કરે. વૃદ્ધ છતાં પણ કનકવાની મોસમમાં અગાસી પર ચડી "ચલ કાટ્ટા હૈ"ના પોકાર કરી આનંદ માને. પેલે જન્મ પુણ્ય કરેલા તેથી એવો નિર્દોષ આનંદ લઇ શકે. અને જીવનની જ્યોતિ ઝગમગતી રાખી શકે, એ વાત ભાગ્ય વિના બનતી નથી. નહીં બને, બીલકુલ નહીં. શોગીઆ મોઢાં હસતાં ક્યારે થાય? પણ સૂર્ય પ્રભૂની સૂર્યપુરની તરફ કાયમની કૃપા લાગણી હોવાથી સૌ સારાં વાનાં છે. જો એ કારણથી સૂર્યપુર સુખી હોય તો સુરતના જમણ કેવાં તે સાંભળો.

## ૯૫. ગીતિ.

જમણ તો સુરતના, ભાવિક ભક્તો જમવાને તેડો,
પ્રભુજી પ્રસન્ન થઇને, પાર ઉતારે ભક્તોનો બેડો. ૧.
રામા રામા રામા. હરે હરે રામા.

જમણ તો સુરતના જગ જાણીતા. ત્યારે મહારાજને જમવાને તેડો કે જેથી પ્રભુ પ્રસન્ન થઈ બેડો પાર ઉતારે. ટીફીન બૉક્સમાં નાંખવું, દાન પુન્ય કરવું. એમાં કાંઇક સમાયલું છે. લેવામાં તૈયાર ને દેવામાં નહી, તો પછી પ્રભુ પણ જરૂર વખત શા માટે આપે? Living is giving and Giving is living. જીવન તો દાનવીરનું અને જેટલું દાન એટલું જીવ્યા. બાકી તો ખેંચતાણ. જાતે ખાધું તે કોણે જાણ્યું? મોદકનો સ્વાદતો બ્રાહ્મણોને મોદક જમાડે તે જાણે. કેમ કે એવા જમાડનારને રોજ મોદ એટલે મજા. માટે મોદ અને મોદકનો સ્વાદ જમાડનારને પ્રભુદ્વારા મળે મળે ને મળે. કહ્યું છે કે:—

## ૯૬. દુહો.

રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત.
જૈસી જીસકી ચાકરી, એસા ઉસકું દેત. ૧
સીયાવર રામચંદ્રકી જે.

આપણે કહીએ કે પ્રભુ પક્ષપાતી હશે. એક ને સુખી કરે અને બીજાને કંઇ નહીં ? પણ પ્રભુ શું કરે ? જેવું જેનું કર્મ; જેની જેવી લાયકાત તેવું તેને આપે. એજ બતાવી આપે છે કે પ્રભુને ત્યાં મામા માશીનું નથી. તે તો ન્યાયી અને નિષ્પક્ષપાતી છે માટે પ્રભુને ઓળખી લો. આપણે મનુષ્ય દેહનો અલભ્ય લાભ મેળવી લેવો એજ આપણું કર્તવ્ય છે. અહીં પણ જેણે બેંકમાં નાણું જમા કરાવ્યું નથી તેનો "ચેક" સ્વીકારાતો નથી. તો બ્રહ્મની બેંકમાં પણ "દીધા વિના કયાંથી પામીએ. "માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્ત વિના કયાંથી પામીએ વિત્ત. જે જે વૈકુંઠરાય. ૧."
માટે આ કાયા હોડીનો સદુપયોગ કરો.

## ૯૭. ગીતિ

મહા પુણ્યે મળી છે, કાયા હોડી અરે ભાઈ તુજને,
જ્યાં લગી સાજી એ છે, ત્યાં સુધી તું પ્રભુને ભજને. ૧
રામા રામા રામા, હરે હરે રામા.

આ કાયા રૂપી હોડી મહા પુણ્ય કર્મોથી મળી છે. તે જ્યાં સુધી તારી પાસે છે, ત્યાં સુધી ભગવત ભજન કરવામાં એનો લાભ લઇ લે. વૈકુંઠ પહોંચવાના સાધનો શોધી લે. વૈકુંઠ પહોંચવામાં જોડીઆ બંદર પ્રથમ સાધન છે. બંદર એટલે વ્યાપારનું મથક. બંદરે માલ ચડે. કથામાં પુણ્ય પણ્ય એટલે પુણ્ય રૂપી માલ વ્હેંચાય. જે એનો ગ્રાહક હોય તેને તે મળે. કેમકે તે શ્રવણ મનન અને નિદિધ્યાસન કરે છે. પછી તે તેની કીંમત એક પાઇ આપે કે એક લાખ આપે; તે તેની જેવી શ્રદ્ધા. પણ દયાળુ પરોપકારી પ્રભુ તેમાં કાંઇ વ્હેરો વંચો કરે નહિં. સર્વ ભક્તને સમાન ગણે. નમ્ર ભાવ રાખે. સમદૃષ્ટિ રાખે. "સમં હિ પરમં સુખમ્" ભગવાન કહે છે કેઃ—

**समो हिं सर्व भूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**

ક્ષમા તિતિક્ષા રાખે, બીજાને માફ કરે. અને પોતે દુઃખ વેઠે એ તિતિક્ષા કહેવાય.

કહ્યું છે કેઃ—**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ।**

જેના જેવાં કર્મ દાન, તેવાં ફળ તેને આપોઆપ મળે. પુણ્યશાળીને પરમ પદ વૈકુંઠ પ્રાપ્ત થાય. વૈકુંઠ માર્ગ સહેલો નથી, એ, નિર્દોષ ગુરૂ આચાર વિચારથી ઉપદેશ કરી બતાવે છે. તે કેટલાકને વ્હાલો લાગે છે. અને કેટલાકને તેમાં શંકા ઉત્પન્ન થાય છે. આપણી કથામાં નાની નાની બે બાલિકા વૈકુંઠનો માર્ગ આપણને દરરોજ બતાવે છે. ધન્ય છે એમના વૈર્યને,

તિતિક્ષાને, અને દૃઢ ખંતીલાપણાને. એ બાલિકા કોણ ? તે સાંભળો.

### ૯૮. મરાઠી સાખી.

માલતી બેનને અરૂણિકા બે, વૈકુંઠમાર્ગ બતાવે,
હાર હાથમાં ઝાલીને તે, ધીમે ધીમે આવે,
સુણો મહારાજજી, એ. એ. એ.
પ્રભુને હાર પહેરાવે, સુણો મહાપ્રભુજી. ૧

આંહી કથામાં લોક ઝાઝા આવે, મહારાજને હાર પહેરાવવા આવનાર ગમે તે રસ્તેથી મુશ્કેલી વગર આવી શકે, એવી વ્યવસ્થાવાળું સ્થળ તથા રચના હોવી જોઇએ, કે જેથી કેટલાક શ્રોતા ભીડ જોઇ બહારોબાર પાછા જાય નહી. છોકરાનો વર્ગ જુદો જોઇએ, મરદોનો વર્ગ જુદો, છોકરીઓનો જુદો. સ્ત્રીઓની બેઠક જુદી જોઇએ. અહીં તો સ્ત્રીઓને પાછળ બેસવાની પણ જગા મળે નહીં, ને નાની નાની છોકરીઓ આગળ બેસી વાતો કરી પાછળનાને કથા સાંભળવા દેય નહી. એ કંઇ ઠીક કહેવાય ? કથામાં દુઃખ વેઠી કોઇને જગા આપીએ તો એક અગીઆરસનું પુણ્ય મળે છે. આ જગતમાં આવી નાની નાની અને બીજી મોટી મોટી અનેક પ્રકારની મુશ્કેલીઓ છે, તે મુશ્કેલીમાં પણ એક ચિત્તે ભક્તિભાવથી નિર્દોષપણે પોતાનું કામ જે પાર પાડે છે તે વૈકુંઠ માર્ગદર્શક થાય છે. નાની નાની છોડીઓ માલતી અને અરૂણીકા વગેરે કુમારિકાઓ જે વેળા હાર હાથમાં લઇને દૂરથી ભીડાભીડમાંથી પડતી આખડતી-પ્રભુના અંગુઠાથી જમનાજીના બે ભાગ થયલા તેમ ગીરદીના બે ભાગ કરતી વચમાં બેઠેલી ગંગા જમના લીલાવતી કલાવતી વગેરે સ્ત્રીઓની વચ્ચે થઇ રસ્તો કાઢી, એમના સ્પર્શથી તેમનાં માથાં ઉઘડી જાય તો તેમના સેંથાના ઓળેલા બે ભાગ જોતી જોતી, પોતાના હાથમાંના હારને સાચવતી, સર્પસર્પ થતા પુષ્પ સર્પને રમાડતી નાગ કન્યા જેવી, જનક રાજાના પય પ્યાલા પેઠે હાર પરજ એકાગ્ર દૃષ્ટિ સિદ્ધ કરતી, માંડમાંડ પાંચ મીનીટે ઠાકોરજી આગળ આવી શકતી, અને આવે કે ઠાકોરજીને હાર દેખાડે અને તે સ્વીકારે તે પહેલાં તો ભગવાનને ભોળવી ઠાકોરજી આગળથી હાર ખેંચી લેય, અને મહારાજશ્રીની ડોકમાં તે હાર પહેરાવી દે છે. આવો કુંઠીત વૈકુંઠનો માર્ગ બાલિક ભક્તો માટે સેવાધર્મથી અને કંઇક ક્ષમાશીલ સ્વભાવથી સરળ થઇ જાય છે, તો પછી તમામ મુશ્કેલી વેઠી, ભાવ રાખી, ધાર્યું પાર પાડી એકચિત્તે ધ્યાન રાખી ભક્તિ કરે તેને વૈકુંઠનો માર્ગ કેમ નહીં જડે?

જડે જડે ને જડે. માટે કહ્યું છે કે:—"માલતી બેન ને અર્જુણુકા એ વૈકુંઠ માર્ગ બતાવે."

વૈકુંઠ જેવા આનંદમાં પણ વિઘ્ન આવવા માંડયા, પણ સૂર્ય પ્રભુ કંઇ સાધારણ મનુષ્ય નહીં કે જરા જરામાં ભય પામે. આ સૃષ્ટિમાં કંકુનો ચાંલો સર્વને વ્હાલો છે. ગળીના ચાંલાની કોણ ઇચ્છા કરે ? પાપના પોટલાં શું કામ બાંધવા ?

## ૯૯. કેરબો

મત બાંધોરે ગઠડીઆં, અપ જશ કી,
અપ જશકી રે, અપજશકી. મત.
નિંદા કરીને પાપ ન ધોઇએ, તે તો નિશાની પરવશકીરે. મત. ૧.

આપણેથી કદાપિ કોઇનું ભલું ન થાય તો કંઇ નહીં, પણ બૂરૂં તો કદી કોઇનું કરવુંજ નહીં. "ચારિત્ર" એજ મનુષ્ય. નીંદા કરીને અપજશ શા માટે લેવો ? બને તો પુણ્યના કામ કરીને તરવું ને તારવું. નીંદા કરનાર ઇર્ષ્યા કરનાર પરવશ થઇ જાય છે, સ્વભાન-સ્વરૂપને ભૂલી જાય છે. સ્વેચ્છા, સ્વછંદી બનાવે છે. કુદરતે શેરને માથે સવાશેર કરીજ મુકેલો છે. મનુષ્ય પોતાના ગૌરવને ભુલી જઇ ઇર્ષ્યા કરે તો ઇર્ષ્યાખોર કહેવાય. અને ઇર્ષ્યાખોરને એક નવો વેપાર નીકળી આવે છે. એ વેપાર નફા વગરનો છે. બલકે, સમજે તો, તદ્દન ખોટનો વેપાર છે. અહીં ને તહીં, આ લોકમાં ને પરલોકમાં, અત્ર ને તત્ર, આ પાર ને તે પાર, બેપાર, નારાજ અને તારાજ કરવાવાળો એ વેપાર છે. એથી તો ઉપાધિનું ભૂત વળગે છે, તે આધિ વ્યાધિને બોલાવી લાવે છે. અને પંચ મહાભૂતના પૂતળાં ભેળાં થાય છે. "સભા"નો "ભાસ" થયો કે પછી બાજી હાથમાં રહેતી નથી. કુદરત સાથે કુસ્તી કરવામાં કોણ ફાવે છે ? જીત મળેજ નહીં. માટે કહે છે કે:—"મત બાંધોરે ગઠડીઆં અપજશકી". દ્વેષ કે દલગીરીનું મૂળ કારણ મારૂં તારૂં છે. મમત્વ સર્વ પાપનું મૂળ છે. માટે "મારૂં" તજી સર્વને આપણા જેવા સમાન ગણવા.

## ૧૦૦ દુહો

હરિ હરી લો સર્વ કંઈ, હરિ રહો મુજ સાથ,
મારૂં તારૂં તું હરે, તો તું મ રો નાથ. ૧. સીયાવર.

હે પ્રભુ સર્વ કંઇ ભલે લઇ લો. હું તમારો છું. તમે મારા છો. એમ તમારા પર મારો પૂર્ણ વિશ્વાસ રહો. અને તમે મારા રહી મને સુબુદ્ધિ આપો. મારી કુબુદ્ધિ કાપો. મારૂંતારૂં હરનારને વસુધૈવ કુટુંબકમ છે. અને

એવા સરલ હૃદયના હરિજનને મારા હજાર વાર વંદન છે. કહ્યું છે કેઃ—

**अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।**
**उदार चरितानां तु वसुधैव कुटुम्बकम् ॥**

**લઘુચેતસના** મન વિકારી થઇ અદેખાઇ—નિંદામાં પરવશ થાય છે. પણ ઉદાર ચરિત—મોટા મનવાળાને તો આખી વસુધા, આખું જગત, પોતાનું કુટુંબ જ છે, હું બ્રાહ્મણ છું, માટે વાણીઆને કે કણબીને મારાથી નમાય ? જો નમું તો માબાપ લાજે, પાપ લાગે ; આવી ભેદ બુદ્ધિ ભ્રમજન્ય દુરાગ્રહ છે. હા, વ્હેવારમાં બાપ પોતાના દીકરાને લાંબો થઇ પગે લાગે તો લોકો જરા હસે ખરા, પણ બાપનો આશય એમ કરવામાં શો હશે ? બ્રાહ્મણો શ્રી કૃષ્ણ ભગવાન જે ક્ષત્રિય છે તેને નમતા નથી ? પણ તેનો આશય ભગવત્ દૃષ્ટિ છે, જ્યાં સુધી ભગવત્ દૃષ્ટિ નથી, અને ખુણે ખોચરે અહંભાવ સ્ફુરે છે ત્યાં સુધી મોક્ષની આશા વૃથા છે, બ્રહ્મત્વનો અધિકાર 'નમન ન થાય' એવી અહંભાવ ભરી માન્યતાને ધિક્કારે છે, અને એવી માન્યતા વાળાનો 'ધી' કાર—બુદ્ધિકાર—બહુ રોષે ભરાય છે. ઘરના ભાઇ બેનો મોટા નાનાનો ગર્વ કરે તો ઘરના વડીલ પિતાને માઠું લાગે એ સ્વાભાવિક છે. પ્રભુને ત્યાં બ્રાહ્મણ મોટો ભાઇ છે, શૂદ્ર કનિષ્ઠ બંધુ છે. ન્યાયી પ્રભુને તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર સર્વે પોતાના બાળક છે. પ્રભુને તો આ તંત્ર ચલાવવું છે.

## ૧૦૧ કવ્વાલી

મોહનનો મોહીની મંત્ર ચલાવે આ બધું તંત્ર,

આ જગતનું તંત્ર ચલાવનાર પ્રભુની મોહીનીમાં આ જગત્ ચાલે છે. **भ्रामयन् सर्व भूतानि यंत्रारूढानि मायया ।** માટે ગર્વ ગજ પર ચડેલાઓએ બહુ તપાસીને નમ્રભાવે જીવન યાત્રામાં પસાર થવું જોઇએ કે જેથી પ્રભુ રાજી રહે. નહી તો પ્રભુની લાકડીને કંઇ અવાજ નથી. જલપ્રલય વગેરે તેને ત્યાં તૈયાર છે. તે કયારે, કયાં, અને કેમ આવે તે સમજાતું નથી. સમજે તે તો પ્રભુથી ડરે અને નહીં કરવાનું ન કરે અને કરવાનું તે તો અવશ્ય કરે કરે ને કરે. જળ પ્રલય કયાં થયો ?

## ૧૦૨. ઝુલ્લ.

વડોદરે ને કાઠીઆવાડ, જળપ્રલયનો બગાડ,
ગુજરાતમાં પણ ધાડ, એક સુરત બચ્યું. ૧

વડોદરે કાઠીઆવાડ વગેરે સ્થળે જળપ્રલયે ભારે નુકશાન કર્યું. કેટલીક વાર એમ પણ બને છે કે ધર્મીને ઘેર ધાડ ને કસાઇને ઘેર કુશળ. પરંતુ પ્રભુ પોતે જે કરે તે કાંઇ પણ કારણ વગર કરેજ નહીં. માટે પ્રભુ રાજી રહે એવુંજ વર્તન કરવું કે જેથી પ્રભુ કૃપા કાયમ રહે. જળપ્રલયથી કરોડોનું નુકશાન છાપામાં છપાયું. લાખો રૂપીઆના રીલીફ ફન્ડ મુંબઇ વગેરે સ્થળે એકઠાં કરવામાં આવ્યાં. સરકારે પણ એ નુકશાનની વાત સ્વીકારી, અને બનતી મદદ કરી ગુજરાતમાં કડી પ્રાંત વગેરે સ્થળોમાં જલ પ્રલયે કાળો કેર વર્તાવ્યો. પ્રભુ કૃપાથી સુરત બચી ગયું. સૂર્યપુરની પ્રજા સૂર્ય પ્રભુની કથાથી તથા અન્ય ઉપદેશકોના ઉપદેશોથી કર્તવ્ય બજાવી કૃતકૃત્ય થઇ. કહેવત છે કે "એકને પાપે વહાણ ડૂબે અને એકનું પુણ્ય બીજાને તારે" તેમ એકાદનું પાપ સૌને નડે છતાં એકના પુન્યથી–કે પ્રભુ કૃપાથી--સુરત શહેર આખું સહિસલામત રહ્યું. એ કથા કીર્તનનો પ્રભાવ છે, એમ ભકત લોક વૈષ્ણવ લોક ધર્મિષ્ટ લોક માનવા લાગ્યા. દરેક માણસ તરે છે પોતપોતાને ગુમડે અને દુઃખી થાય છે પોતપોતાને ગુમડે. પણ નહીં ગુમડાના ગુમડા કરે છે. પોતાના ચાંદાને ચોળી ચોળીને ચીકણાં કરે છે. એમ નથી જાણતા કે જીવ જીવને આસરે છે. એ તો અન્યોઅન્ય અરસ્પરસના લાભનું ફંડ છે. પાંચ આંગળીએ પોંચો સબધો છે.

અસલ આગ રેલ આંહી, ઘણી થાય સુરત માંહી,
પણ કથાનો મહિમાય, જેથી સુરત બચ્યું. ૨

સુરતમાં કોઇ મહાત્માનો કોપ થયો હશે. તેથી આગ રેલથી સુરતની પાયેમાલી થતીજ આવી છે. અમદાવાદમાં માણેકચોકમાં માણેક પ્રભુ નામના મહાત્માની આવીજ વાત ચાલે છે. સુરત પર શિવાજીએ બે સ્વારી કરી લાખો રૂપીઆનું ધન હરણ કરેલું. એમ છતાં તેણે હિંદુધર્મનું રક્ષણ કરેલું, આજે પણ ધર્મ સંબંધી બાબતો વેળા "શિવાજી" જેવા શુર-વીરનું સ્મરણ સહેજે થઇ આવે છે. શીવાજીનો "વાજી" એટલે ઘોડો સાંજ સુધીમાં કેટલાક ગાઉ સુધી કૂદાકુદ કરતો હતો! વળી આજ સુધીમાં મોટી મોટી આગ સુરતમાં કેટલીએ લાગી હશે. મોટી આગ વેળા શેઠ ભણશાળીજી વગેરે પુણ્યશાળી ભાગ્યશાળી ધનાઢ્ય શ્રીમંતોએ પાણીને બદલે દહીંના માટલે માટલાં છંટાવી આગને નરમ પાડેલી. એ તેમનું દેશાભિમાન હતું, એ તેમની જાહોજલાલી હતી, એ તેમની ઉદારતા હતી, એ તેમની ખીજવા

લાને રીઝવવાની યુક્તિ હતી. રેલ તો સુરતમાં આવ્યાજ કરે. મોટી રેલો આવેલી તેના તો હજુ સુધી નીશાન સુપ્રસિધ્ધ સ્થળોમાં સુરત બતાવ્યા કરે છે. એવી રડતી સુરત થવાના કારણો છતાં 'સુરત સુનાની મુરત" કહેવાઇ એ વાત સુરત શહેરના ઇતિહાસમાં જાણીતી છે.

એવા સુરતના લોકો પૈકી રાજેશ્રી ત્રવાડીજી જેવાના પુણ્ય પ્રભાવથી બાલાજી જેવા સુમથકમાં આજે પણ કથા કીર્તન થાય છે, અને તેનો લાભ સુરતની પ્રજા લે છે અને તે પુણ્યે આ ગુજરાતના જળપ્રલયમાં બાલાજીના દેવાલયના પુણ્યાલયથી તથા આસપાસના ભક્તિ ભાવથી શહેર સુરત પ્રભુકૃપાથી બચી ગયું છે. બોલો બાલાજી મહારાજ કી જે. એ દાનેશ્રીના દાનના પ્રતાપ છે.

જુવો દાનનો મહિમાય, એથી પુણ્ય બહુ થાય.
પાપ વિઘ્ન દૂર જાય, પ્રભુ રાજી રહે છે. ૩

દયા દાન ને દીનતા તરવાના ઉપાય છે. આજે તો એ છેતરવાના ઉપાય થઇ પડ્યા છે. પાંચસોની પ્રસાદી ઠાકોરજીને ધરાવી પાંચ લાખના હીરા મોતી માણેક પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારથી પ્રભુ છેતરાતા નથી પણ ખાડો ખોદે તેજ પડે છે, એ કુદરતનો કાયદો ધ્યાનમાં રાખવા જેવો છે. લોભી મળે તો ધુતારા ભુખે ન મરે. લોભ પાપનું મૂળ છે. કામ ક્રોધ લોભ મોહ કટ્ટા શત્રુ છે. માટે "લોભ મોહ" ટાળી દાન કરવું. ખરી નેષ્ઠાનું દાન દાનવીરોની અચળ કીર્તિ ખડી કરે છે. મહારાજ આપણને અનેક ભોગ વેઠી રીઝવે છે, તો મહારાજશ્રીને રીઝવવા માટે આપણે શું કરવું એ પ્રશ્ન પણ આપણે એકાંતમાં આપણા મનને પુછી વિચારવા જેવો છે. એ સૂર્યપ્રભુ કથાકીર્તન નાવના સુકાની છે. જોડીઆના છે, જોડવામાં-યોગમાં-જ્ઞાનયોગમાં-મુક્તિયોગમાં-સાયુજ્ય મુક્તિ આપવા અપાવવામાં કુશળ વ્યવહાર કુશળ, જગદ્‌ગુરૂ, ચૌદ લોકના નાથ, પોતાનું વાસુદેવ નામ પોતાના ભાઇને આપી દેનાર, ઉદાર, માયાદેવીએ પોતાને આપેલું, જોશીઓએ જોશ જોઈ નક્કી, કરેલું દીવાળી ફઇબાએ સ્વીકારી દીપાવેલું, સૂર્યશંકર એવું તેજસ્વી નામ, ગ્રહણ કરી તેમાં આનંદ માનનાર સૂર્ય પ્રભુ આ કાયા માયાની કર્મકથા કરવા ભવાટવીમાં ભટકે છે. એ ભાવિક ભક્તોને માટે એમણે આપેલો એક મહાન ભોગ છે.

પ્રભુ કહે છે કે :-

**जन्म कर्म च मे दिव्यमेव यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥**

વળી કહ્યું છે કે—

**अवजानाति मां मूढा मानुषीं तनुमाश्रितम् ॥**

એના કરતાં શું વધારે કહે ? ઢોલ વગાડીને ખુલ્લે ખુલ્લું કહે છે. શ્રી ગીતાજીનું ડીંગડીંમ તો દુંદુભી—નગારૂં છે. સૂર્ય પ્રભુ પોતે પૂર્ણ પુરૂષોત્તમ છે, માટે ભગવાનને ઓળખો અને પૂર્ણ પુરૂષોત્તમ થાઓ. દેવશર્માની પેઠે, તન બદન ઠેકાણે રાખી, ધન અને મન અર્પણ કરો. પાછળથી પસ્તાવો રહી જાય નહીં તે ધ્યાનમાં રાખજો. જે નહીં ઓળખે તે તો એમને એમ રહેશે, ઓદ્ધવની પેઠે ઓળખી લેશે તેનું કામ થઇ જશે. અને ઠેકાણે પડી ઠીક ઠરી શકશે.

### ૧૦૩. પ્રાતમદાસનો કક્કો.

દયા દાન ને દીનતા, છે તરવાના ઉપાય;
કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના, ધરીએ રૂદીઆમાં ધ્યાન ૧.

દયા રાખીએ, દીનતા રાખીએ, દાન કરીએ. દાન એજ જીવન. રૂદીમાં ધ્યાન રાખીએ, ફદીઆમાં ધ્યાન રાખીએ છીએ તેને બદલે રૂદીઆમાં ધ્યાન રાખી તેમાં પ્રભુને પધરાવીએ તો લક્ષ્મીવર પ્રસન્ન રહે. શ્રી પ્રભુના ખોળામાં તેની માનીતી ચંચળ કહેવાતી લક્ષ્મી દેવીને પધરાવીએ પણ લક્ષ્મી એવી તો ચંચળ છે કે તે મનને પણ પોતાના જેવું ચંચળ બનાવી દે છે. પૂર્વના સંસ્કાર વિના દાન કરવું ગમે નહીં. મોટી મોટી બાઇઓ થાળીમાં પઇ પઈ મુકે. વાહ ધન્ય છે. સુપાત્રે દાન કરવું એ કર્તવ્ય છે. પણ ગ્રંથી છુટે નહીં. કોથળીની ગાંઠ છોડવી સહેલી નથી. હાદયગ્રંથી છૂટવી વધુ મુશ્કેલ છે. અધિકાર વિના જે કંઇ પ્રાપ્ત થાય છે, તેની ઓળખ થતી નથી. તેમાં વિશ્વાસ બેસતો નથી. શંકાઓ ઉત્પન્ન થાય છે. ચમત્કાર વગર નમસ્કાર કયાં છે ? શ્રદ્ધા ક્યાંથી લાવવી ? શ્રદ્ધા કંઇ બજારમાં વેચાતી મળતી નથી. ઓળખવા કેવી રીતે ? નાની મોટી કરતાં કુંવારા રહેવું બહેતર છે. એ કંઇ જોહુકમીની કે જોરજુલમથી મનાવવાની વાત નથી કેમકે અંતરાય વિક્ષેપ સામા થઇ વિરોધી ભાવના ઉપજાવે છે. કદાચ દાન કરવા મન થાય તો મન પાછું હઠી જાય. ટકે નહીં. દૃઢ રહે નહીં. પણ હાથે તે સાથે. કહ્યું છે કે:—

**हस्तस्य भूषणं दानं सत्यं कण्ठस्य भूषणं ।**
**श्रोत्रस्य भूषणं शास्त्रं भूषणै किं प्रयोजनम् ॥**

હાથનો શણગાર દાન, કંઠનો શણગાર સત્ય છે. હીરા કંઠી નહીં હો– કાનનો શણગાર કથા છે. શાસ્ત્ર છે, અને બાકી તો બીજા શણગારથી શું વિશેષ છે? સમજે તેને ઢીંગલા શણગારની શી કીંમત છે? ઘોઘર રાણાને પણ ઘરેણાં અને પ્રસાદ તો હોય છે. માટે તરત દાને મહા પુણ્ય. પગ ચુકી જવાય અને પંજાબ મેલ ઉપડી જાય. પંચ પ્રાણ મેળ તો માયાનો ખેલ છે અને ક્ષણ ભંગુર છે. તેમ છતાં દાન તરફ રૂચી થવીજ મુશ્કેલ; કદાચ થાય તો કોઇના ભમાવ્યાથી કે આપણા ડહાપણ અને જ્ઞાનના ગર્વથી કે મન ભમી જવાથી રૂચિ ઉડી જાય. એ પૂર્વ જન્મનો અંતરાય. માટે દઢ નિશ્ચય રાખીએ તો વિકટ અંતરાય દૂર થાય અને નિકટ પ્રભૂતા પ્રાપ્ત થાય. અને ઠરીને ઠેકાણે બેસીએ. એવું ઠેકાણું વૈકુંઠ, જ્યાંથી સૂર્યપ્રભુ કેમ ખસ્યા તે તમે જાણો છો. માયા રાખેથી પણ વૈકુંઠ જાય અને માયા કાઢેથી પણ વૈકુંઠ જાય. માયાની ઉપાધિમાં સાવધાન રહેવું. વિધિ નિષેધનો દુરાગ્રહ મુકિતપ્રદ નથી. સત્યાગ્રહ સારો છે. માયાની સ્ફુરણા કે સંભા- રણા વિકારી ન બનાવે એજ જીવન મુકિત. સૂર્યપ્રભુ સ્ત્રીની બુદ્ધિએ ચાલવાથી વૈકુંઠ છોડી અવની પર આવી પડયા તે કોઇને અજાણ્યું છે? અને મુશ્કેલી વેઠે છે પણ મુશ્કેલી વિના મહત્તા પાછી પ્રાપ્ત થાય કેમ?

## ૧૦૪ પદ.

તમે વૈકુંઠેથી ખસીઆરે. રંગરસીઆ, તમે જોડીઆ માંહી વસીઆરે,
રંગરસીઆ.

સુરત પધારીને આનંદ વધાર્યા, ભકતોને દેખીને હસીયારે, રંગ ૧

સૂર્યપ્રભુ વૈકુંઠથી જોડીઆ બંદર પધાર્યા, ત્યાંથી સુરત કથા કરવા આવ્યા. નર અને નારાયણને તેમજ ભકત અને ભગવાનને કેટલું બધું છેટું દેખાય છે, . તે અંતર અંતરાય દૂર કરી ભગવાન છેક પાસે છે એ બતાવવા સૂર્યપ્રભુ બચ્ચાં છોકરાંનો વિયોગ વેઠી પરદેશમાં પધારી કથા કીર્તન કરે છે. આહાર નિદ્રા ભય અને મૈથુન એ ચારે, પશુ અને મનુષ્યને સામાન્ય છે. પરંતુ મનુષ્યમાં બુધ્ધિ તત્વ છે એ વાત વિશેષ છે. બુધ્ધિથી વિચાર કરો. સુવિચારે સુઆચાર કરો. સદાચરણથી ચાલો. તમે કહેશો કે સદા ચરણથીજ ચાલીએ છીએ. ચરણથી નહીં તો હાથે વતી વાંદરા પેઠે ચાલીએ છીએ? ગોરીલા નામના વાંદરાની પેઠે? નહો

નહી, તેમ નહીં. પણ વાનર જેવા મનને વશ કરી ચાલો. નીતિએ નારાયણ વસે છે. માટે નેતિ નેતિ કરવાને બદલે નીતિ નીતિ કરો. અને નીતિમય જીવનને વરો. બુદ્ધિનો સદુપયોગ કરો, દુરૂપયોગ કે નિરૂપયોગ મ કરો. તરો અને તારો, હે પ્રભુ પાર ઉતારો. મનુષ્ય દેહ હીરો માંડમાંડ હાથ આવ્યો છે. તે ગલોલ મારી ફેંકી ફગાવી ના દો. અધિકાર વિના વસ્તુ મળે તેની કીંમત સમજાય નહી તેથી કંઇ "વસ્તુ" કોડીના મુલની નથી. તે તો અમુલ્ય છે. ભુલથી 'વસ્તુ" ને વૃથા જવા દઇએ છઇએ. ઘેર બેઠા ગંગા આવે તે કેમ ગુમાવી દો છો ? અલભ્ય લાભ છે; છતાં મનુષ્યનું અભિમાન એવું છે કે તેતો પ્રભુને પણ મનુષ્ય રૂપેજ કે પથ્થર રૂપેજ જુવે છે. બીલાડીનો પ્રભૂ મોટો બીલાડો આકાશ જેવડો. સતીનો સ્વામી મોટો સતો. કૂતીનો કૂતો. કાકદૃષ્ટિ કાંદા જુવે. વાંકદૃષ્ટિ વાંધા જુવે. અને દોષદૃષ્ટિ ચાંદા જુવે. સત્યદૃષ્ટિ ચાંદો જુવે ચંદ્રને જુવે, અને પ્રભૂના દરબારનો સુવર્ણ ચંદ્રક પ્રાપ્ત કરે. પણ ફસાવનાર, ખરી વસ્તુને ખરી માનતા અચકાય છે, અને ફસાવવા જતાં પોતેજ ફસી જાય છે.

ફસાવનારે તો બહુ ફસાવ્યા કોઇ થકી નહીં ફસીયારે. રંગ ૨.
સહુની કસોટીમાં પાસ ઉતરીઆ, સર્વેના હૈયામા હસીયારે. રંગ ૩.

તમે કહેશો કે આતો વકીલ વકાલત કરે છે. ના તેમ નથી. ઊંડો વિચાર કરો અને તમને પૂર્ણ ખાત્રી થાય કે મહારાજ લાયક છે તોજ લાખો આપજો. નહી તો ગાંધીને ત્યાં લાખ મળે છે તે તરફ દ્રષ્ટિ કરજો. મહારાજ લાયક નથી એમ લાગે તો મહા મહેનતે મેળવેલી એક પાઇ પણ વ્યર્થ નકામી ખરચશો નહીં. મહારાજના નશીબનું કેથે જાય એમ નથી ? અરે ! વકાલત થાય છે એમ લાગે તો પણ ઠીક છે. વકીલ સાહેબ ઓધ્ધવનો અવતાર હશે ! સુતરીઆજી પોતે ઓધવ સંપ્રદાયના વૈષ્ણવ છે. પ્રભુની વકાલત વ્રજમાં કરેલી હશે તે અહીં પણ પ્રભુની વકાલત–ભક્તિ કરેજ તો. પ્રભુની વકાલત કેમ નહી કરે. મોટરમાં બેસે તેજ પ્રભુ હોઇ શકે, ને રખડતા ફરે તે પ્રભુ ન હોય એવો કઇ નીયમ નથી. ચારિત્રવાન ચમત્કારી પુરૂષ હોય તો તે બસ છે. પ્રભુના કાયદા જેને ખબર હોય તેનેજ પ્રભુના દરબારની સનદ મળે છે. અને તેજ ત્યાંની વકાલત પ્રભુ કૃપાથી કરી શકે છે. વકીલ બારિસ્ટર તો આ દુનીયાના ચમત્કારી પંચ મહાભૂતના પ્રખ્યાત પૂતળાં છે. કંઇક એનાથી ધ્રુજે છે. એમના બુદ્ધિબળથી તો જગત આખું તોબા તોબા પોકારે છે. તેઓ તો અક્કલના ભંડાર છે. પણ અફશોશ છે

કે પ્રભુની અકળ કળાની શોધ કરવા તેમને ફુરસદ નથી, અગાધ બુદ્ધિશાળી આંહીના વકીલ બારિસ્ટર બીજાને ફાંસીમાંથી છોડાવે પણ પ્રભુના દરબારના વકીલ પોતાને અને બધાને જન્મ મરણની ફાંસીમાંથી—બેડીમાંથી છોડાવવા પ્રયત્ન કરી પોતાનું વકીલ નામ સાર્થક કરે છે અને સર્વ સાથે ગર્વ તજી બાલીશતર—બાલીશતમ રહી ઇશ્વરેચ્છાનુસાર વર્તન કરે છે.

ડંસ દેનારે, ડંસ અજમાવ્યા, સૌની વ્હારે પ્રભુ ધસીઆરે, રંગ. ૪

લક્ષ્મીજી સમુદ્રમાંથી એક રત્ન તરીકે પ્રગટ થયા ત્યારે બધું મળીને ચૌદ રત્ન સમુદ્રમાંથી નીકળેલા એટલે કે લક્ષ્મીજી પોતાની સાથે બીજાં તેર રત્ન લાવેલા; તે કયા કયા ?

लक्ष्मी कौस्तुभ पारिजातक सुरा धनवन्तरी श्चंद्रमाः ।
गावः कामदुघाः सुरेश्वरगजो रंभतदि देवांगना ॥
अश्वः सप्तमुखो विषं हरिधनु शंखो मृतश्चांबुधे ।
रत्नानीति चतुर्दश प्रतिदिनं कुर्वन्तु वो मंगलम् ॥१॥

લક્ષ્મીજી સમુદ્રમાંથી એક રત્ન તરીકે પ્રગટ થયા ત્યારે બધું મળીને તેર રત્ન લાવેલા; તે કયા કયા ?

લક્ષ્મી કૌસ્તુભમણિ, પારિજાતક વૃક્ષ, સુરા એટલે પીવાનો દારૂ, ધન્વન્તરી દેવવૈદ, ચંદ્રમા, અશ્વ સાત મહોડાનો, વિષ એટલે ઝેર, હરિધનુષ, શંખ, અમૃત, એટલા ૧૪ સમુદ્રમાંના રત્નો છે. છોકરો નહી માનતો હોય તો તેને "માર" મારે તે પણ ચૌદમું રત્ન કહેવાય. હવે આ પ્રમાણે સમુદ્રના ૧૪ રત્ન કાંઇ સહેલાઇથી નીકળ્યા નથી. ધૈર્યરૂપી મંદરાચળ સાથે અહંકારનું નેતરૂં બાંધી સંસાર સમુદ્રનું મંથન ચાલે છે. દેવ દાનવ ભેળા છે. અહંકાર નેતરાનો આગલો ભાગ અસુર લોકને હાથ. અભિમાનરૂપી સર્પ જેનામાં હોય તે ફૂ—તો કરેજ તો અને ડંસ દેવા પણ મથે. પછી ફાવે ન ફાવે એ જુદી વાત છે. દૈવી લોકના હાથમાં પાછલો ભાગ—દૂષાહંકારે—કલેશાહંકાર—લેશાહંકાર રહી ગયો હોય તે અહંકારનું પુછડું જ સમજવું. એવું "હું" "તું"નું પુછડું નહીં છોડે તો કથારૂપી સમુદ્રમાં મંથન રોજ થાય છે તેમાંથી અમૃત અને વિષ બેઉ નીકળે છે. નીકળે છે એકજ વાણી પણ તે કોઇને અમૃત રૂપે લાગે ને કોઇને વિષરૂપે ભાસે. સજ્જન અમૃત લે છે અને વિષ પ્રકૃતિના અમૃતને પણ વિષની ભાવના કરી વિષ બનાવી સર્વને વિષરૂપે દર્શાવે છે. કથામાં અંતરાયવાળા ઊંઘે છે. કુંભકર્ણાય નમઃ માથા ફૂટનો, કાળકૂટનો ઘુંટડો— કંઇક ગયું કરી—

સજ્જન પી જાય છે. પણ ઝેરવેર કરતા નથી. શંકરની પેઠે કાલકૂટ ઝેર પી જઇને પરોપકારી ક્ષમાશીલ થાય છે. દુર્યોધન જેવા અહંકારી પુરૂષો શાનો અહંકાર કરે છે ? તે સમજ પડતી નથી. શકિત, ધન, વિદ્યા રૂપ, સત્તા કંઇ પણ ગર્વ કરવા માટે પૂરતાં નથી. વળી ગર્વગંજન પ્રભુને ગર્વ વહાલો નથી. શંકરે ગર્વ કર્યો તેથી પ્રભુએ પોતે જ્યાં કથા કરે ત્યાં શંકરને પોતાના જેવા સમર્થ ગણી તાંડવ કરવા અથવા તો પાંડવ કથામાં હારમોનીઅમ વગાડવા મિત્ર તરીકે ભાઇ જેવા ગણી સાથે લીધા, કે જેથી ફરીથી ગર્વ કરે નહીં. મોતીલાલ શંકરનો અવતાર છે. એને તો આંકડા ધંતુરાના હાર અર્પવા જોઇએ. એને તો વાજુ વગાડવું પડે છે. પણ સૂર્ય બિચારાને તો આકાશમાં અદ્ધર લટકીને અંતરીક્ષે રહેવું પડે છે. ઉદરનિમિત્તં બહુ કૃતવેશં. પેટ કરાવે વેઠ, પેટ વાજાં વજડાવે. અરે આ વાજાં તો અલૌકિક છે. પણ તે એક ચિત્તે સાંભળવા કોને છે ? વાજું ટબલા વાગે છે તે તો એક કાને સાંભળીને બીજે કાને કાઢી નંખાય છે. બરાબર સાંભળીને અમલ કરે તો અમલ એટલે મળ રહિત નિર્મળ થાય. અને અમલની ખુમારી ઉતરે નહીં એવી કથા સૂર્ય પ્રભુ સંભળાવે છે. એ કથાનો લાગેલો રંગ હૃદયપટ ફાટે તોપણ ફીટે નહીં. જીવન મુક્તિ થઇ જાય.

મનુષ્ય દેહે આ પ્રભુજીનો, વૈકુંઠ વ્હાલા વસીયારે, રંગ. ૫.

સૂર્ય પ્રભુ વૈકુંઠ છોડી, જોડીઆ છોડી, ભકતો માટે મનુષ્ય દેહે મૃત્યુ લોકમાં આવી સુરત પધારેલા છે. અને વૈકુંઠમાં હોય તેમ વિકુંઠિત છે. માટે નાથને નમો અને ગમો અને વિજ્ઞાન વિભૂતિ લો. અને ઉપદેશ ગ્રહણ કરી જીવનની જ્યોતિને ઉજ્વળ બનાવો, નીતિમય બનાવો. અનાથ હોય કે સનાથ હોય પણ "નાથ"માં "નાથ" ભળે ત્યારે નાથના નાથ શ્રી નાથજી થવાય. ભકતોમાં જે જોડીઆ હોય તે જો સજોડે હાથ જોડીને જોડીઆ ગામની બાધા લેય તો તેની જોડી સલામત રહે ને સુખ પામે. એવું કરો કે જોડીઆ બંદરે એક ભવ્ય સુવર્ણ મંદીર ખડું થાય. અને તેમાં સૂર્ય પ્રભુના દૃઢ મનને ચંચળ બનાવનાર ચંચળ બા સંતતી સાથે પતિસહ વર્તમાન સુખે રહી પ્રભુને પ્રસાદ ધરાવે. અને ત્યાં માનતાના શ્રીફળો ચડે. ત્યારેજ સુરત સોનાની મુરત છે એમ ખાત્રી થશે, અને સુરતી પ્રજાના કલેજાં ઠરશે. અને આગ રેલ વગેરે આફતો હમેશને માટે દૂર થશે. મહાત્માના કોપથી જો કોઇ એવી આફત આવતી હશે તો મહાત્માની કથા

ગુજરાતમાં થતાં ગુજરાત દુષ્ટ રેલથી બચીને સહેલ કરે છે, અને કરશે. માટે હે સુરત તારી રડતી સુરત રહેવાનું કંઇ કારણ ઉત્પન્ન કરીશ નહીં અને કોઇ સંત મહંત મહા પ્રભુનો કોપ નાહક હોરી લઇશ માં. સૂર્ય પ્રભુના જન્મથી ભાગ્યશાળી ભાણીબા કૃતકૃત્ય થયાં છે, સૂર્ય પ્રભુને જેમ જેમ કથામાં જીત મળે તેમ તેમ આપણે એને ગળામાં "હાર" આપતા જઇએ એટલે એ રાજી થશે કે એમની 'જીત" એ એમની જીત નથી પણ ભકતો ની જીત છે અને ભકતોએ એમને આપેલ "હાર"થી એ વધુ સંતોષ માનશે. એમને શું ? એમની જીત થાય કે હાર થાય તેની એમને શી પરવા ? એ તો જાણે છે કેઃ-

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्राश्री विजयो भूति र्ध्रुवा नीतिर्मतिर्मम ॥१॥

જ્યાં યોગેશ્વર=જોડીવાળા કૃષ્ણ છે, ધનુર્ધર અર્જુન છે, ત્યાં ગળામાં "હાર" પડે તે જીત જ છે. વૈજયંતી પુષ્પમાળા વિજય ચિન્હ જ છે. મોતી માણેકના ઝવેરીને "હાર" હોય ? "હાર" જેવા ડોકે વળગે કે એતો સુગ્રીવ પેઠે રામના અનુરાગી થઇ રામ રામ રામ રામ કરે. જો કે મોટી મોટી કથાઓમાં તો જાણે પોતે "રામાનુરાગી" હોયની તેમ વચમાં વચમાં રામને સંભારવાને બદલે " રામા રામા હરે હરે રામા " કહી મુકત કંઠે 'રામા"ને પોકારવામાં આવે છે. તેને તો કોઇ પૂછતું પણ નથી. અને રામા કે રામો બોલાવ્યા છતાં કોઇ હાજર પણ થતું નથી. સૂર્યપ્રભુને કદાપિ ભકતો તરફથી "હાર" મળે તો તે "હાર" ગળેજ પડે. બીજે બધે જીત. હાર ગળે પડે એ પણ ગળે પડવાનીજ વાત છે. નીલકંઠને બદલે સૂર્યપ્રભુ કુસુમકંઠ બની રહે. કોઇ એમની વિરોધ વારતા કરે તો તે પોતે ખરી માનતા નથી. એવા સૂર્યપ્રભુ સ્વભાવેજ શાંત. એ સત્વગુણી સંતનું ચિન્હ છે. નમ્યો તે પરમેશ્વરને ગમ્યો. એમની કથાથી શાંતિ પ્રાપ્ત થાય છે. એક ચિત્ત થવાનો ગુણ પ્રાપ્ત થાય છે. એકાગ્ર થઈ એકનું ધ્યાન કરવું બની શકે છે. ભાઇઓ જે કોઈ શાંતિ પમાડે તે સંત. કહ્યું છે કેઃ—

चंदनं शीतलं लोके चंदनादपि चंद्रमाः ।
चंद्रचंदनयो र्मध्ये शीतला साधु संगतिः ॥१॥

ચંદન ઠંડુ છે. ચંદ્રમા તેનાથી વધારે ઠંડા. પરંતુ સત્પુરૂષ ચંદ્ર અને ચંદન કરતાં પણ વધારે શાંતિદાયક છે. એવી શાંત દાંત વેદાંત

પ્રકૃતિથી સુરતને રાજી કરી સૂર્યપ્રભુ જોડીએ પાછા પધાર્યા. અને પોતાના મંદીર માળીઆ પુત્ર પરીવારમાં આનંદ માની કલ્લોલ કરે છે. એવામાં કોઇ દૈવી પણ પરિચિત સ્વર મેઘમલ્હાર રાગ ગાતો કાને પડયો.

## ૧૦૬ સોરઠ મલ્હાર.

સાવનીઆ બરસેરે, એ પ્રભુ, સાવનીઆ બરસેરે,
ભાદરવા બરસેરે, એ પ્રભુ, સાવનીઆ બરસેરે,
હજુ પ્રભુ નહીં આયેરે, એ પ્રભુ, ભાદરવા બરસેરે,
એ પ્રભુ, સાવનીઆ બરસેરે.

એ પરિચિત સ્વર વૈકુંઠની માનીતી મહારાણી રૂખમણીનો જણાયો. રૂખમણી સર્વ મહારાણીઓનું એક ડેપ્યુટેશન લઇને સૌને તેડીને, પ્રભુને પાછા સ્વદેહે વૈકુંઠ તેડવા વિયોગનો વિલાપ કરતા આવ્યા છે, અરેરે, પ્રભુની પટરાણી થાય તેને પણ વિયોગ? આ શું? આ કેમ સંભવે? પ્રભુને પટરાણી, એ જો સંભવે તો કલ્પનામાં બધુંએ સંભવે. શંકા કરે એજ ગાંડો. અધિકારવાળો ખરો, પણ "અધિકારી" નહીં એટલે શંકા કરેજ તો. રૂખમણી શું પ્રાર્થના કરે છે, તે સાંભળો "હે દયાળુ પ્રભુ કૃપા કરો, પધારો પધારો ને પધારો.

## ૧૦૭ તૈયારી તૈયારી તૈયારી.

પધારો પધારો પધારો, પધારો પ્રભુ સાથે, પધારો.
પ્રભુ વિરહે સહુ મુઝાય, પધારો પ્રભુ સાથે. પધારો.

દયાળુ પ્રભુ દયા કરો.

મલ્હાર: —

આધી આધી રતીયાં, કોયલીઆ બોલે
બરસત મેઘ મલ્હાર.
ઝરમર ઝરમર બુંદ ગીરત હે, બીજલી કરત ચમકાર
સાંવરીઆ. એ પ્રભુ સા. ૧.

હે પ્રભુ તમારા જેવા ચતુર ચતુર્ભુજે તો જયાં હોય ત્યાંથી 'વરસાદ પહેલા આપ વ્હેલા આવજો, ધરી યાદ અહં-મદ આબાદથી એકાદ વસ્તુ લાવજો' એમ કહેવડાવવાની વાટ જોવી ન જોઇએ. અમે તમારી વાટ જોઇ જોઇને થાકીઓ તેમ છતાં અમને મળતા નથી. અને જેને નહીં મળવું

જોઇએ તેવાને એમ ને એમ મળી ગયા. તમારો એવો અવળચંડો સ્વભાવ ક્યારે ઠેકાણે આવશે? લોક કહે છે પ્રભુ પાસેથી સત્વતીએ માયાને કઢાવી ત્યારથી પ્રભુની માયા બધી રાણીઓ પરથી ઉતરી ગઈ છે. અને ભક્તોને ઉપદેશ દેવા નીકળી પડયાછે. પણ અમને પટરાણીઓને પૂછ્યાવિના તમારી વ્હાલી વનિતાઓની પરવાનગી વગર ઉપદેશક થવાનો તમને શો અધિકાર? અમારૂં ગૌરવ જાળવવું હોય તો એવા "બ્રહ્મલટકા." છોડી દો. અને અમે સ્ત્રીજાત છઇએ છતાં અમારી સુજનતા અને સૌજન્ય જોઇ અમારી અક્કલે ચાલો કે જેથી અમારે પસ્તાવાનો સમય પ્રાપ્ત થાય નહીં.

મેં (રૂખમણીએ) તો તમારો પાછો મેળાપ થાય એવા હેતુથી તમને વ્હાલી એવી તુલસીનું કુંડું ઘેર રાખી તેમાં તુલસી વાવ્યાં છે. અને મને ખબર મળ્યા છે કે તમે પણ ભક્તોને, ઘેર ઘેર તુલસીનું કુંડું રાખવા ખાસ ભલામણ કરી છે. ત્વમેવ અસિ. તું અસિ. તુલસી. નું વ્રત મેં આદર્યું છે તેથી તમે હવે વૈકુંઠ ક્યારે પધારવાના છો તે નક્કી કરો.

## ૧૦૮ પદ

**भक्ति आकळिला, दयाघन, भक्ति आकळिला, ध्रुव.**

પ્રભુ તમે તો દયાળુ છો, ભક્તિ તમને વ્હાલી છે.

**रुक्मिणिने एक्या तुलसीदलानें. गिरिधर प्रभु तुळिला. दयाघन. १**

રૂખમણીએ ગિરિધર—ગિરાધર—ગિરા=વાણીના ધરનાર મહાવક્તા, બ્રહ્મનાદના સ્રષ્ટા અને ગિરિને ધરનારા ગિરિધર પ્રભુને એક તુળસીના પાંદડાથી **ત્વમસિ**ના મહામંત્રથી તોળી લીધા. એ ભક્તિનો અને તુલસીનો મહિમા છે. આ સાંભળીને પ્રભુ તો રૂખમણીના તુલસી પૂજનના વખાણ કરવા લાગ્યા. અને તેને ધન્યાવાદ આપવા લાગ્યા. મહાત્મા ગાંધીજી જેમ સુતરીયાનું સુતર જોઈને રાજી થાય તેમ પ્રભુ રૂખમણીજીના તુળસી જોઇને રાજી રાજી થઇ ગાજી ઉઠયા.

## ૧૦૯. ભૈરવીની સાખી

ધન ધન તુલસી તારૂં પૂજન કરીએ, એ, એ, એ,
તું છે વૃન્દા પ્રભુની માનીતી, પૂજનથી ભવ તરીએ. ધન ધન૦૧
માણેકલાલ ઓધવ અવતરીઆ, કે વળી તુલસીદાસ,
પ્રેમ લક્ષણા પ્રગટ કરવા, રચ્યો રસિક આ રાસ. પૂજનથી. ૨

કૃષ્ણાવતારના ઓધવના, અને રામાવતારના તુળસીદાસના અવતાર=એવા જે આ સુતરીઆ અવની ઉપર '.ઉતર્યા છે. એવા માણેકપ્રભુ કહે છે કેઃ— ભગવાનને માનીતી એવી જે તુળસી, તેના દાસ થાવ. અને તુળસી પૂજન કરો. ચાહનો ચાહ છોડો અને તુળસીનો ચાહ ચલાવો. અને ભજન પૂજન અને પ્રેમ લક્ષણા ભકિતથી પ્રભુ પદ પ્રાપ્ત કરો, ભગવાન સૌનું ભલું કરે. ભકત બોઢાણાએ હાથમાં તુળસી વાવીને પ્રભુને ચઢાવી હતી, અને દેવ રૂણમાંથી પોતે મુક્ત થયા હતા. બોલો શ્રી રણછોડ રાયકી જે. પ્રભુ સહુને રૂણમાંથી છોડવે, માટે પ્રભુની પ્રાર્થના કરીએ.

## ૧૧૭. ભૈરવી.

સહુનું કરો કલ્યાણ, પ્રભુજી, સહુનું કરો કલ્યાણ.

હે પ્રભુ સહુનું કલ્યાણ કરો, સહુને સબુદ્ધિ આપો.

સૂર્યચંદ્ર ને અગણિત તારા, કરાવે પ્રભુનું ભાન, પ્રભુજી, સહુનું. ૧

આ સૃષ્ટિમાં નાસ્તિક લોક પ્રભુને માનતા નથી. પણ સૂર્ય ચંદ્ર વગેરે સર્જનહારે રચેલી સૃષ્ટિ, પ્રભુના અસ્તિત્વનું ભાન કરાવે છે. પ્રભુનો મહિમા સમજેથી પ્રભુની ઓળખાણ થાય છે, પ્રભુનો ડર રાખવાનું કારણ મળે છે, અને શ્રદ્ધાભક્તિ નિશ્ચલ મન રાખે તો આપોઆપ પરમપદ પ્રાપ્ત થાય છે.

કથા સુણાવી, ગીતા ભણાવી, દીધું નીતિનું જ્ઞાન, પ્રભુજી, સહુનું. ૨

કથા સંભળાવી. એટલુંજ નહીં પણ ગીતા પણ ભણાવી. **यादिरू । ततः पदं तत्त परिमार्गितव्यम्॥** અને હે સૂર્ય પ્રભુ તમારા મૃગલાંઓએ તમારા બોધથી સુબુદ્ધિવડે પ્રભુનો માર્ગ સ્વીકાર્યો, અને તમારી અનુકરણીય નીતિમય જીંદગી ગાળવા નિશ્ચય કર્યો.

મોહીનીરૂપ મોહનની વાણી, કીધા સૌને ગુલતાન, પ્રભુજી, સહુનું. ૩

તમે મોહન્ન, તમે મોહ વગરના ચારિત્રવાન, પણ તમારી વાણી સહુને મોહિત કરનારી મોહીની થઇ પડી અને સહુને ગુલતાન કરી નાંખ્યા; તેથી અસર પણ કસર વિનાની સારી થઇ કે જેથી કોઇ જાતની કસુર કરવા તરફ કે "અસુર" (એટલે દૈત્ય) થવા તરફ વૃત્તિ જાય નહીં, પરંતુ ચતુર્ભુજને પણ જાદુગર કહેનારને શું કહીએ? કૃષ્ણ ભગવાનને પણ બે માનો અને બે બાપનો કહી નીંદે તો પછી સૂર્યપ્રભુની નિંદા ન થાય તો એનું પ્રભુપદ સિધ્ધ થવામાં એટલી ઉણપ આવે. માયાવી જીવને સત્ય હોય તે પણ બનાવટી લાગે. તેમને ગમે તેટલી સાબીતી આપો તે નકામી છે. કેમકે સર્વને

સંતોષ આપવો એ તો પરમેશ્વર ઉપરથી ફરી પધારે તોપણ અશક્ય છે. " **यथापि तं नरं न रंजयति।** " માટે સૂર્યપ્રભુ, તમે તો જે પોતે છો તેજ છો.

માણેકલાલે જ્યોતિ પ્રકાશી, દેજો સુદર્શદાન. પ્રભુજી, સહુનું. ૪. લાલ માણેકની જ્યોતિ જરા ઝળકી. પણ જ્યોતિમય મૂર્તિઓમાંજ એ ઝળકશે. અન્ય સ્થળે બુઝાઇ જશે, પરંતુ હે પ્રભુ, તમારા સુદર્શન ચક્રના તેજમાં તે ઝાંખી પડે એમાંજ તેની શોભાછે. જેને જોઇએ તેને સુદર્શન લાભ આપ્યા કરજો કે કડવું "સુદર્શન" ખાવાનો વખત આવે નહીં. તમારૂં ગોત્ર ભારદ્વાજનું છે. અને મારૂં (માણેકલાલનું.) ગોત્ર પણ ભારદ્વાજનું છે. તેથી આપણે એક ગોત્રી છઇએ. માટે મને અને સહુને આશીર્વાદ આપો કે સહુની સદ્બુદ્ધિ થાય અને સૌનું કલ્યાણ થાય. અને આપણે સર્વે સર્વદા પ્રભુમય અત્રને તત્ર એક ગોત્રી રહીએ.

**सर्वत्र सुखीनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चि दुःख माप्नुयात् ॥१॥**

સર્વે સુખી થાવ. આરોગ્ય રહો. ભદ્રંભદ્રને ભેટો. અને દુઃખ તમારાથી દૂર નાસો. તથાસ્તુ. સૌનું કરો કલ્યાણ. પ્રભૂજી, સહુનું કરો કલ્યાણ, તથાસ્તુ.




મુદ્રકઃ—ભદ્રશંકર મંછારામ ભટ્ટ,
કલામય પ્રિન્ટીંગ એન્ડ લીથો વર્કસ, કણપીઠ—સુરત

